# શયતાનનું ચક્કર.

( અજબ ભેદભરી નવલકથા )

લેખક અને પ્રકાશક:
સાકરલાલ મગનલાલ કાપડિયા,
૭, અનંતવાડી મુંબઇ નં. ૨.

સોલ એજંટ:

વીઠલદાસ હરજીવનદાસ ઠક્કર
બુકસેલર અને પબ્લીશર
જકરીયા મસજીદ
માંડવી, મુંબઈ નં. ૩.

સને ૧૯૨૫.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦

કિંમ્મત રૂ. ૨-૪-૦

# પ્રસ્તાવના.

——:o:——

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આ નવલકથા મારે હાથે લખાઇને મારી મારફતેજ પ્રગટ થાય છે. જો તે પરમ કૃપાળુની એવીજ અમી દ્રષ્ટિ ચાલુ રહેશે તો હવે પછીની મારી નવલકથાઓ મારા તરફથી પ્રગટ કરવાની મને હોંસ છે.

"શયતાનનું ચક્કર" એક અજબ નવલકથા છે તેમાં મુંબાઇના છળ પ્રપંચ, દુનિયાદારીના કાવાદાવા, મોહ અને પ્રેમને માટે રચાતી બાજીઓ અને એવાજ માનવ સ્વભાવના ચિત્ર વિચિત્ર આવેશના રંગબેરંગી ચિત્રો આપવામાં આવ્યા છે તે વાંચનારને ગમ્યા વિના રહેશે નહિ એવી આશા છે.

અંતમાં આ નવલકથાનો સોલ એજંસી લઈ લઈ જાણીતા બુકસેલર ભાઇ વીઠલદાસે મારી સાથે જે સ્નેહ ભર્યો સહકાર કર્યો છે તે માટે બે બોલ લખવાની જરૂર છે. એ ભાઇ ઉત્સાહી, ખંતીલા અને પ્રમાણિક છે. પ્રભુકૃપાથી તેઓ એક મહાન બુકસેલર અને પ્રકાશક થવા પામે એમ હું અંતઃકરણપુર્વક ચાહું છું.

મધુકર.

| પ્રકરણ. | | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|---|

# શયતાનનું ચક્કર.

## પ્રકરણ ૧ લું.

### બાપ બેટા.

રાતના દશ સાડાદશ વાગ્યાનો સમય હતો. મલબાર હીલ પર આવેલો એક આલીશાન બંગલો પોતાના માલીકની શ્રીમંતાઈનો ભાસ આપતો ઉભો હતો. વીજળીની બતીથી આખો મહેલ ઝળાંઝળાં થઈ રહયો હતો અને તેમાં વસનારને જાણે સુર્યના તેજસ્વી પ્રકાશની દરકારજ નહી હોયની એમ પોકાર મારી રહયો હતો. લોકો આ બંગલાને પ્રતાપ ભવનને નામે ઓળખતા કેમકે તેના માલીકનું નામ પ્રતાપસીંહ હતું.

સર પ્રતાપસીંહ પ્રાચીન રજપુત વંશનો નબીરો હતો પણ હવે એનામાં ક્ષત્રી તેજનો અંશ પણ રહયો ન હતો. સો બસો કે ચારસો વરસ પહેલાં જેના વડવાઓએ યુદ્ધના મેદાનમાં સામી છાતીએ દુશ્મનોનો સામનો કર્યો હતો તે આજે આ વીસમી સદીમાં તર્ક અને દલીલોની લડાઇ રમતો હતો. જાગીરદાર પ્રતાપસીંહની ઉમ્મર આશરે

૫૫-૬૦ વરસની હતી. તેના વદન પર ગૌરવ હતું. આ ઉમ્મરે પણ તેનો બાંધો કદાવર અને ભવ્ય લાગતો પણ એના વદન પર અસાધારણ અભીમાનની સ્પષ્ટ છાયા હતી. જાણે એના સીવાય દુનીઆના બધાજ માણસો હલકા કુળના હોયની એવું ભુત એનાં મગજમાં ભરાઇ ગયું હતું. તે હાલમાં રજપુતાનાના બે ચાર ગામડાની જાગીરી ધરાવતો હતો અને મોહમયી મુંબઇ નગરીમાં વસી અનેક જાતના શેર સટ્ટાનો વેપાર કરી માલેતુજાર થયો હતો. પણ સટોડીઆઓની શ્રીમંતાઇ કેટલી ઘડીની? ઘડીમાં રંક ને ઘડીમાં રાજા જેવા આ જાગીરદાર સાહેબની તીજોરીનું તળીયું પણ હમણાં આવી રહ્યું હતુ. છતાં તેની મગરૂરી ગઇ નહોતી. પોતાના પ્રાચીન કુળનુ તેનું અભીમાન પાગલ હદે પહોંચી ગયું હતું. જુના અંગ્રેજ બેરોનેટ વા અમીરોની પેઠે તે એમજ માનતો હતો કે સામાન્ય આમ વર્ગમાં કુલીનતા હોઇ શકેજ નહી. તેનો દેખાવ, તેના હાવભાવ, તેના એકેએક શબ્દમાં દમામ અને ભભક હતાં. તેનો પોષાક ભવ્ય અને સુશોભીત હતો. તેના વાળ આ ઉમ્મરે પણ તેણે બહુજ સંભાળથી ઓળ્યા હતા અને તેમાં આવેલી રૂપેરી ઝોક છુપાવવાને તેના નોકરે હેર ડાઇ નો છુટથી ઉપયોગ કર્યો હતો. તેણે હમણા ડાકાની મલમલનું લાંબુ પહેરણ અને પાયજામો પહેર્યાં હતાં, અને તેના જમણા હાથની ટચલી આંગળી પર મુલ્યવાન હીરાની વીંટી ઝગઝગી રહી હતી. દીવાનખાનામાં એક આરામ ખુરશી પર પડયો પડયો તે હવાના સીગારના ધુમાડા કાઢતો હતો. પણ તેના મુખ પર ફીકરની છાપ ચોકખી જણાઇ આવતી હતી.

તેની બાજુમાં તેનો પુત્ર સમરસીંહ એક સોફા પર બેઠો હતો. તેની ઉમ્મર ત્રેવીસેક વરસની હશે. તે પોતાના પ્રાચીન કુળ માટે મગરૂર હતો. તેના બાપ જેટલું અભીમાન તેનામા ન હોતું, પણ પોતાની જાતનેજ સર્વસ્વ માની લઇને પોતાના આત્માને છેતરવાનો ગુણ તેનામાં હદબહારનો ખીલ્યો હતો. તેણે ઉંચી કેળવણી લીધી હતી. તે ખુબસુરત હતો. તીવ્ર બુધ્ધી તેને વરી હતી. કુદરતે તેના પર મહેર વરસાવવામાં બાકી રાખી ન હોતી પણ તે એ મહેરબાનીને લાયક ન હતો. ફેશનની શીશીઆરીએ તેને બગાડી મેલ્યો હતો. તેની ચાલ, તેનો પોષાક, તેના આચારવીચાર એ સર્વ ફાંકડેરાવ છેલબટાઉ જેવાં હતાં. કાલીદાસ કે ભવભુતીના વીદ્વતાભર્યા પુસ્તકોને બદલે હલકી શૃંગારી નવલ વાંચવામાં તે વધુ આનંદ માનતો. અને જ્યારે બહુ રસીક બની જતો ત્યારે પોતાની કોઇ ફાંકડી માશુકના ગાલપરના છુંદણા પર દશ બાર લીટીની ગઝલ જોડી કાઢી પોતાને મહાન કવિ માની લેતો.

"સમર!" મ્હોમાંથી સીગાર બહાર કાઢી ધીમા સ્વરે જાગીરદારે વાતની શરૂઆત કરી: "હું બહુજ મુશ્કેલીમાં છું ને તારા મામા જો પૈસા ન ધીરે તો તારે માટે મેં પસંદ કરેલી કન્યાને તારે પરણવુંજ પડશે."

"તમે સારી પેઠે જાણો છો કે મારો કંજુસ મામો ઉંચામાં ઉંચી જામીનગીરી વીના અને ભયંકર વ્યાજ લીધા વિના એક પાઇ પણ ધીરવાનો નથી." જાગીરદારના યુવાન પુત્રે જવાબ આપ્યો: "પૈસો તેનો પરમેશ્વર છે. અરે! નોકરના પગાર આપતાં પણ તેને કંઇ પ્રાણ

આવે છે. એવા કંગાળ કંજુસની મહેરબાની માગવા કરતાં તમે જે લગ્નમાં મારું બળીદાન દેવા માગો છો તે ઠીક છે."

"હા—જે કુળના શુધ્ધ લોહીમાં કદી પણ કોઇ સામાન્ય માણુસનું લોહી ભળ્યું નથી તેના એક નબીરાને એક સામાન્ય શરાફની કન્યા સાથે પરણાવવો એ બળીદાનજ છે. એ મહાન આફત હું શી રીતે ખમી શકીશ !"

"તમે તો ખમી શકશો–પણ હું કેમ ખમી શકીશ તેનો વીચાર કરો—કારણ કે એ નાટકનો ખરો નાયક તો હુંજ થઇશને !–" ભયંકર વ્યંગથી હસીને સમરસીંહ બોલ્યો.

"છતાં સંતોષની બીના એ છે કે નટવરસીંહની કન્યા લીલાવતી સ્વરૂપવાન, ગુણવાન અને શિક્ષિત છે—" પોતાના પુત્રની ટીકાની પરવા કર્યા વીના પ્રતાપસીંહે કહ્યું: "લીલાનું સૌંદર્ય અનુપમ છે. તેને આપણા કુટુંબની રાણી જેવી રીતભાતો જરા શીખવવી પડશે..."

"પણ તમે તેને વચનથી બાંધી લેજો કે તે રામપુર જેવા નાના ગામડામાં જન્મી હતી અને તેનો બાપ સાધારણ કારકુનથી માંડીને જેમતેમ પૈસાદાર થયો હતો એ વાત આપણા મંડળમાં કોઇને ન કહે—"

"આવી ગંભીર ચર્ચામાં મશ્કરી કરવી યોગ્ય નથી." જાગીરદાર બોલ્યો.

"લગ્નની ચર્ચા ગંભીર ગણાય એ હું આ પહેલીજવાર સાંભળું છું–" પોતાના સોનેરી સીગારેટ બોક્ષમાંથી સીગારેટ કાઢી

સમરસીંહ બોલ્યો: "પણ હવે હું એક વાત પુછી લઉં. મારા મામાને તમે પૈસા માટે પુછી જોયું ?"

"તારા મામા ? એ જાગીરદાર પ્રતાપસીંહની પત્નીનો ભાઇ છે એ વાતનો સ્વીકાર કરતાં પણ મને શરમ ઉપજે છે. એ કમબખ્ત કંજુસ આગળ પૈસાની વાત છેડતાંજ તે અજબ થઇ બોલ્યો કે તેની પાસે તો એક કાણી કોડી પણ નથી !" ધીક્કારથી જાગીરદારે જવાબ આપ્યો.

"નખ્ખોદ જાય એ મામાનું ! આખી દુન્યા જાણે છે કે એની પાસે ઓછામાં ઓછી ૨૫ થી ૩૦ લાખની મતા છે. પણ કંઈ ફીકર નહી. એકવાર મારા કઝીન લલીત પાસે એની દોલત તો આવવા દો ! જો એ ચાલાક હોયને તો હપ્તાંથીજ બાપાને ફુમ ફુમ પોકરાવી શકે !—"

"જો સમર ! મારે તને સ્પષ્ટ કહી દેવું જોઇએ કે લલીતને તેં કોલેજમાં ઉડાઉ બનાવી દીધો છે એમ માનીને તારા મામા આપણા બંને પર સખ્ત ગુસ્સે થયા છે."

"નખ્ખોદ જાય એનું ! એ તમને પઇસા ધીરતો નથી ને હું એના દીકરાને દુનીઆદારીનો અનુભવી બનાવું છું તે માટે મારો ઉપકાર પણ માનતો નથી. કમબખ્ત કંજુસ" સીગારેટ સળગાવતો સમર બોલ્યો.

"તેં જો લલીતને કંજુસજ થવા દીધો હોત તો તારા કમબખ્ત મામાએ તારે માટે સારો મત બાંધ્યો હોત અને કદાચ પોતાના

વીલમાં તને કંઇ આપી પણ જાત. પણ તે તને ઉડાઉ, મોજીલો અને આળસુ જવાન માને છે. તારી સંગતથી પોતાના પુત્રને છુટો પાડવા માટેજ તેણે લલીતને ધંધાને બહાને કલકત્તા મોકલી દીધો છે. તારો મામો તો એમજ માને છે કે તું લલીતને પાયમાલ કરી રહ્યો હતો. અને હું પણ કહી દઉં છું કે તું પેલા મહમદ ને ભીમભાઇ જેવા બદમાસોની દોસ્તી છોડી દે તો સારૂં—"

"મારી માતાના મરણ પછી તમે તમારા વર્તનથી મારા પર જે સુંદર છાપ પાડી છે તે જોતાં હું સાધુ કેમ ન થયો એજ ખ્યાલથી મને અજાયબી ઉપજે છે" જરા પણ શરમાયા વીના પોતાના પીતાની ચાલ ચાલગત પર વ્યંગભરી ટીકા કરતો સમરસીંહ બોલ્યો.

જાગીરદારે આ સાંભળી હોઠ કરડયો ને જોરથી પોતાની ભમ્મર દાબી. પણ સમરસીંહ તો જાણે રંગ રાગમાં બેઠો હોયની તેમ સીગરેટ બોક્ષ પર તાલ મારતો ધીમે ધીમે ગાયન ગાવા લાગ્યો. સારે નસિબે આ પળે એક નોકર દિવાનખાનામાં દાખલ થયો ને તેને જોતાંજ પિતા પુત્ર વચ્ચે વધુ ટપાટપી થતી અટકી.

"હઝુર !—" નોકર છેક નીચો વળીને નમન કરી બોલ્યો: "સરદાર ધીરસિંહ ઘણાજ બીમાર છે અને આપ નામદારને તરત મળવા માગે છે એવી ખબર આવી છે—"

"ગરીબ બીચારા મારા મામા! આટલી વારમાં માંદા પડી ગયા?" સમરસિંહ બબડયો.

"હું આવું છું એમ કહે-" જાગીરદારે નોકરને વિદાય કરતાં

કર્યું. નોકર નમન કરીને ચાલી ગયા પછી તેણે પોતાના પુત્રને પુછ્યું.

"તું આવે છે ?"

"હું ! નહી, નહી. મારાથી સીક માણસોના બીછાના જોવાતાં નથી. વળી મારે બે ત્રણ મિત્રોને મળવા જવાનું છે.'

જાગીરદાર કંઇ બોલ્યા વાના દમામ ભર્યાં ડગલાં ભરતો દીવાનખાનામાથી બહાર નીકળ્યો. બીજા હૉલમાં જતાજ નોકરે તેને ડગલો પહેરાવ્યો અને રાજેશ્રી ડ્રેસ બાંધી પોતાના સાળાને જોવા માટે ગાડીમાં બેસી ચાલતા થયા.

સંડહર્સ્ટ રોડ પર આવેલા એક મજબુત મકાન આગળ ગાડી ઉભી રહી. આ મકાન કલાની નજરે બાંધવામાં આવ્યું ન્હોતું પણ વરસો સુધી તેના દીવાલની કાંકરી પણ ન ખરે એવા ઇરાદાથી બધાવ્યું હતું અને તેથી તે એક જુના કીલ્લા જેવું લાગતું. આકાશ સ્વચ્છ હતું. ચંદ્રમા પ્રકાશી રહયો હતો. બે પળ જાગીરદાર પ્રતાપસીંહ આ ગભીર મકાન તરફ જોઇ રહયો અને પછી તરતજ તે સતાધીશ રાજાની પેઠે મકાનમાં દાખલ થયો. મકાનમાં જતાંજ સરદાર ધીરસીંહનો નોકર તેની તહેનાતમાં ખડો થઈ ગયો અને તે તેને પોતાના બીમાર માલીકના ઓરડામાં લઇ ગયો. આ ઓરડામાં એક કંગાળ બીછાનાપર એક માણસ રૂની પુણી જેવો ફીકકો થઈ પડયો હતો. ઓરડાનો દેખાવજ પુરવાર કરતો હતો કે તેમાં વસનાર કંજુસ હશે. જાગીરદાર તેને જોઈ ઠંડા લાગણીહીન અવાજે બોલ્યો.

"સરદાર ! તમને બીમાર જોઇને હું ઘણોજ દીલગીર છું. ડૉક્ટર પટેલને બોલાવું !"

" પટેલને ! ડૉકટર પટેલને !–" આ બાહોશ ડૉકટરનું નામ સાંભળીને ફીકકો ફ્ચ્ચ થઇ જઇ પેલો બીમાર સરદાર બોલ્યો. "તમે ગાંડા તો નથી ગઇ ગયા ? ડૉકટર પટેલની ફી કોણ આપશે ? વીસ રૂપીઆ ! મારી પાસે વીસ આના પણ નથી ! વળી ડૉકટરની જરૂર પણ શી છે ? હું તો કાલે સાજો થઇ જઇશ. હું જાતેજ મારી દવા કરીશ. એક અપવાસ કર્યો કે તાવ તરીઓ જે હશે તે ખલાસ થઇ જશે ! મને જરા અજીરણ થયું છે. બીજું કંઇ નથી."

" અજીરણ શી ને વાત શી ?" એક દાસી બબડી: " શેઠ પોતે પણ ખાતા નથી ને બીજાને પેટ ભરીને ખવાડતા નથી.

" જુઠી ! જુઠી !—" કંજુસના કાને એ શબ્દો સંભળાવાથી તે ચીશ પાડી બોલ્યો. " તું બહુજ ખાધરી છે. આ ઘરમાં જે ભયંકાર બગાડ થાય છે, તે જોઇને હું માંદો પડી ગયો છું. રાંડ જુઠ્ઠી કુતરી !— કહી મરવા સુતેલા કંજુસે દાંત કચકચાવ્યા. બીચારી દાસી ડધાઇજ ગઇ!

" આ કંઈ ચાલે નહી. દાસી ! જા, નોકરને મોકલી ડૉકટર પટેલને બોલાવ. હું ફી આપીશ." જાગીરદાર થોડી વાર વીચાર કરી બોલ્યો,

" મંગલી !—" કંજુસ બીછાનામાંથી બરાડયો, 'ખબરદાર જો ડૉકટરને બોલાવ્યો તો ! તે શું કરવાનો છે ? અહીં આવતાંજ પેટંટ લાવો, એગ મીસચર લાવો, સુપ મંગાવો ને નર્સ બોલાવો કહીને તે ઘરમાં ધાંધલ મચાવી મેલશે. મારી પાસે એવી ફાલતું ચીજો ખરીદવાના પૈસા નથી. ડૉકટરનીજ જરૂર હોય તો પેલા વૈદરત્ન કવી

શારોમણી ભટ્ટાચાર્યને બોલાવી લાવો–તે મને લુંટી જવાનો નથી. મોંઘી દાટ ચીજ પણ મંગાવવાનો નથી. બહુ બહુ તો રૂપીયો લેશે... પણ ઉભી રહે!......" વળી કંઇ નવો વીચાર આવતાં કંજુસ મહ-કાયો ને તેણે મંગલી દાસીને કહ્યું. "એ વૈદરાજ ભલા માણસ છે. રૂપીઆમાં જોવા આવે છે ને એજ રૂપીઆમાં દશ દીવસ દવા આપે છે માટે પહેલાથીજ નકકી કરીને બોલાવી લાવજે, મંગલી!"

"વારૂ—" કહી મંગલી ચાલી ગઇ.

"આ બલા મને પાયમાલ કરવા માગે છે–" દાસી ગયા પછી જાણે કોઇ મહાન ભેદ ખુલ્લો કરતો હોય તેમ પેલા કંજુસે જાગીર-દારને કહ્યું. "એ મને દુધની કાંજી પીવા કહેતી હતી પણ તમે જાણો છો જાગીરદાર સાહેબ! હું રહયો ગરીબ માણસ. મારાથી મોંઘા દુધની કાંજી કેમ પીવાય? હું કંઇ બહુ માંદો નથી. મને પજવવામાં ન આવે તો જલ્દીથી સાજો થઇશ."

"સરદાર!—" જાગીરદારે કહ્યું, "હું વૈદ કે ડોકટર નથી છતાં હું જોઉં છું કે તમે ઘણાજ બીમાર છો. તમારી સ્થિતી જોઇને એક સ્નેહી તરીકે તમને હું જે કરવી હોય તે તૈયારી કરી લેવાની ચેત-વણી આપવાની મારી ફરજ સમજું છું. હું કોઇ બુરા હેતુથી પુછતો નથી. તમે તમારૂં વીલ કર્યું છે?"

"વીલ? મારૂં વીલ?" અજાયબીથી કંજુસ બરાડયો, "મારે વીલ કરવાની શી જરૂર? મારી પાસે છે શું કે હું વીલ કરી જાઉં? તમે મને ચુસી જવા માગો છો?–પેલા કબાટમાં કંઇજ નથી. મારા

દીકરા લલીત માટે બહુ બહુ તો ૪૦–૫૦ રૂપીઆ રહેશે. મારી પેઠેજ એને પણ પરસેવો પાડીને પેટ ભરવું પડશે. વીલ કરીને વકીલોને પૈસા આપવાની શી જરૂર ?... ..વળી હું મરી જવાનો નથી. થોડા દીવસમાં હું સાજો થઇશ. હમણાંજ મને સારૂં લાગે છે..." આટલું બોલતાં તે હાંફી ગયો અને અશક્તિને લીધે તેનું માથુ ઓશીકા પરથી નીચે ઢળી પડયું.

"આ કમબખ્તની છેલ્લી ઘડી આવી રહી છે તે છતાં એણે વીલ કર્યું નથી. મારૂં કંઇજ વળે એમ જણાતું નથી," જાગીરદારે મનમાં વીચાર કર્યો. પછી તે બીછાનામાં છેલ્લા દમ લેતા સરદારના માથા પાસે જઇ બોલ્યો, "સરદાર, તમારે કંઇ કહેવું છે ? તમારો પુત્ર પાછો ફરે ત્યાં સુધી મને કંઇ સોંપવા માગો છો ? યાદ રાખો. હું તમારો બનેવી છું. જો તમારે કંઇ કહેવું હોય—"

"હા–હા—" જેમ તેમ આંખ ઉઘાડી લથડતે અવાજે કંજુસ બોલ્યો, "મને લાગે છે કે મારી તબીયત સારી નથી. હું એમ કહેવા માંગું છું જાગીરદાર, કે દવા દારૂનો ખરચ કરીને જીવવા કરતાં મને મરી જવાનું વધુ પસંદ છે. આ બીમારી મને પાયમાલ કરી નાખશે, તમે જરા મારી નજીક આવો—મારાથી મોટેથી નથી બોલાતું," કહી તેણે ડાબો હાથ કપાળ પર મુકયો. જાગીરદાર તેનો જમણો હાથ પકડી બેઠો હતો તે જરા નજીક ગયો.

"હા–હવે સાંભળો, તમે મારી સાથે હંમેશા માયાથી વર્ત્યા છો. મારાથી બનશે તે તમને આપી જઇશ, મારી પાસે આશીષ સીવાય બીજું કંઈ નથી...જુઓ, મારે માટે દુઃખી ન થતા. મારે

તમારી એક મહેરબાની માગવાની છે, જુઓ, આ ખમીશ નવુંજ છે. જો હું એની સાથેજ મરી જઇશ તો એ નકામું થઈ જશે. તમે આ ખમીશ કઢાવી લઇ મને જુનું પહેરાવોને ! જો મંગલીના હાથમાં આ ખમીશ આવશે તો તે ગુલ્લ કરી જશે !"

આવો કંજુસ જાગીરદારે કદી જોયો ન હતો. વધુ બોલવાથી તે થાકી ગયો અને આંખો બંધ કરી બીછાનામાં ફસડાઇ પડયો. જાગીરદાર તેની કમીની વાત સાંભળી ધીક્કાર અને દયાથી તેના ઠંડા પડતા શરીર તરફ જોઇ રહયો. તેના સ્વાર્થી જીગરને સરદાર માટે કંઇજ લાગણી ન હતી એ કંજુસને મોતના બીછાના પર પડી રહેવા દઇ તે ઘેર ચાલી જવાનો વીચાર કરતો હતો એટલામાં મરવા સુતેલો સરદાર પાછો બોલવા લાગ્યો. "પ્રતાપસીંહ મ-મને-મને ઠીક નથી. હું મરી જઇશ. લલી-તને બોલાવો-તે કલકત્તામાં છે-તે બાબુ રાજેંદ્રલાલને ત્યાં ગયો છે-તેની પાસે મારા થોડા પૈસા છે-લલીત તે લઈ આવે તો પ્રભુનો પાડ ! નહી તો મારા ગરીબ દીકરાનું શું થશે ? જાગીરદાર સાહેબ ! લલીતને કર-કસરી થવાની શીખામણ આપજો-કોઇને ૬૦ ટકાથી ઓછે વ્યાજે નાણા ધીરવા ન દેતા--આહ ! મારાથી બોલાતું નથી......મારી આંખ ઝાંખી થઇ જાયછે--હં—હવે જરા ઠીક છે. તમે બત્તી સાથે કેમ ચેડાં કાઢો છો ? તમારો હાથ લાવો-તમે ધ્રુજોછો કેમ ?-હુ જાઉ છું—બહુ વહેલો જાઉ છું—જાગીરદાર ! મહેરબાની કરી મારા દીકરા લલીતને તમારા દીકરાની સોબત કરવા ના દેતા. તમારો દીકરો ઉડાઉ છે. આહ ! મને દુખ થાય છે-મારી આંખ બળે છે-ઓ રામ ......"

ખલ્લાસ, સરદાર ધીરસીંહ—જાગીરદારના કંજુસ સાળાની આ

દુનીઆની મુસાફરી પુરી થઇ ને તેજ પળે નોકર ડોક્ટર પટેલને લઇ આવી પુગ્યો.

"આઇ એમ સોરી ડોક્ટર ! ધી મેન ઇઝ ડેડ—" જાગીરદારે ડોક્ટરને શેકહેંડ કરી કહ્યું અને પછી જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ સરદારના નોકરને હુકમ કર્યો.

"જાઓ, નાતના બેચાર માણસોને ખબર આપો—"

ડોક્ટર દીલગીર થઇ ચાલ્યા ગયા પછી લાગણીહીન જાગીરદાર પણ પોતાને ઘેર ચાલ્યો ગયો.



# પ્રકરણ ૨ જું.

## પ્રેમનો ભોગ.

દશ દીવસ વહી ગયા. કંજુસ સરદાર ધીરસીંહની લાશ બળીને ખાખ થઈ ગઇ. તેનો પુત્ર કલકત્તાથી દોડતો આવી પુગ્યો. આવતાં વાર જાણે પીતાના મરણથી કેવોક શોક થનો હોય તેવો તેણે દેખાવ કર્યો પણ ખરૂં જોતાં તેમ ન હતું. તેણે મુંબઇમાં આવી બાપની પાછળ બે ચાર આંસુના ટીપાં પાડી પોતાના શોકને તીલાંજલી આપી દીધી. લલીત કુમાર--ધીરસીંહની લાખોની દોલતનો એકલો વારસ પોતાના બાપના મરણને જાણે ઉંદર મરી ગયો હોય એમ માને તેમાં નવાઇ ન હતી. તેનો બાપ તેની સાથે પ્રેમાળ રીતે વર્ત્યો ન્હોતો. ધીરસીંહ અત્યંત કંજુસ—અત્યંત મખ્ખીચુસ હતો. તેણે લલીતને રૂપીઆ રૂપીઆ માટે ટળવળાવ્યો હતો અને જ્યારે એ પુત્ર મોટો થયો ત્યારે તે પોતાના બાપને ધીક્કારતાં શીખ્યો હતો. લલીત કોલેજમાં ગયો ત્યાં પણ તેને એવી કંગાળ રીતે રહેવું પડતું કે જેથી તે પોતાના મીત્રો આગળ લજવાઇ જતો. તેને સમરસીંહ સાથે પાનું પડયુ ત્યારે તો તે દબાઇજ ગયો. જાગીરદારનો પુત્ર સમર બાદશાહી ઠાઠથી રહેતો હતો જ્યારે આ બીચારાને તેનો બાપ પૈસા પૈસાના વાખા પાડતો હતો. આવા સંજોગોમાં પોતાનો બાપ મરી જતાંજ તેની દોલતના ફના ફાત્યા કરી નાખવાની અનેક રમણીય યોજનાઓ લલીતે ઘડી રાખી હોય તો તેમાં નવાઇ જેવું ન્હોતું.

બારમા અને તેરમાના દીવસે બ્રાહ્મણોને લાડુ જમાડી લલીતે પોતાના કંજુસ બાપને માટે સ્વર્ગના દરવાજા ઉઘડાવી નાંખ્યા અને પછી પોતે લાખો રૂપીઆની દોલતના એકલા માલીક તરીકે મોજ કરવાનો ઠરાવ કર્યો. દસ દીવસ પહેલાં જે મકાન ગંભીર ખંડેર જેવું દેખાતું હતું તેના દીદાર હવે બદલાઇ જવા લાગ્યા. સેંકડો મજુરો લલીતની મનપસદ ઢબે મકાનને શણગારવાને કામે લાગી ગયા હતા. જે ઓરડામાં કંજુસ સરદારે છેલ્લો દમ લીધો હતો તે ઓરડો તો હવે ઓળખાતો પણ ન્હોતો. ફાટયા બીછાનાની જગાએ હવે છત્ર-પલંગ શોભી રહયો હતો અને તે ઉપરાંત સોફા, રાઉન્ડ ટેબલ, ખુરશીઓ અને કબાટો ગોઠવાઈ ગયા હતા. પાણી પેઠે પૈસા વાપરીને અલ્પ સમયમાં લલીતે પોતાના મકાનને રાજવંશી મહેલ જેવું બનાવી નાખ્યું અને એ જોઇને તેનો કંજુસ બાપ સ્વર્ગમાં બેઠો બેઠો તેને કેટલી ગાળો દેતો હશે તેનો વીચાર કરી તે મલકાવા લાગ્યો.

મરનાર સરદારે વીલ કર્યું ન્હોતું. બેંકો પરના અવિશ્વાસને લીધે તેણે બેંકોમાં પણ નાણાં નાખ્યાં ન્હોતાં. શેર સટ્ટાના નાદમાં પડીને તેણે લીમીટેડ કંપનીના કાગળીયાંનો જથો ભેગો કર્યો ન્હોતો. તેની તીજોરીમાં સરકારી નોટના બંડલના બંડલ ખડકયા હતા. તે સીવાય નગદ ગીનીઓ, હીરા મોતીના દાગીના અને સોના ચાંદીની પાટો હતી. પેટે પાટા બાંધીને તેણે આ દોલત જમા કરી હતી અને હવે તે લલીતના હાથમાં આવી પડી હતી.

ઢાકાની રેશમ જેવી મલમલનું પહેરણ અને બંગાલી ધોતર પહેરી લલીત દીવાનખાનામાં એક રોકીંગ ચેર પર બેઠો બેઠો છજીપરીઅન

સીગારેટ પીતો હતો. જરા જરા વારમાં તેની દાસી મંગલી અને બીજા નોકરો તેની તહેનાતમાં હાજર થઇ સાહેબ બહાદુરને શું જોઇએ છે તે જાણવાને બહાને તેની પાસે જઇ તેની ખુશામત કરતા હતા. સ્હવારે આઠ વાગ્યાથી દશ વાગ્યા સુધીમાં ફેશનેબલ કપડાના વેપારીઓ, હીરા મોતી વેચનારા ઝવેરીઓ, શેર અને મીલકતના દલાલો વીગેરેની નાની સરખી ફોજ લલિતને મળી ગઇ હતી અને આ બધા હવે તેને ઝુકીઝુકીને સલામ કરતા હોવાથી તેની છાતી ફુલીફાલ જતી હતી.

લલીત દીવાનખાનામાં સીગરેટ પીતો બેઠો હતો. સહવારે અગીયારેક વાગવાનો સમય થયો હતો. એવામાં ઓરડાનું દ્વાર ઉઘડયું અને મંગલીની સાથે બે સ્ત્રીઓ દીવાનખાનમાં દાખલ થઇ. બનેના પોષાક પરથી તે મધ્યમ વર્ગની જણાતી હતી. એકની ઉમ્મર ચાલીસેક વરસની હતી જ્યારે બીજી ૧૯-૨૦ વરસની, જોબનને હીંચોળે ઝુલતી તરૂણી હતી. તેનું વદન ફીકકું હતુ. તેની આંખો રડવા જેવી હતી છતાં તેની ખુબસુરતી મોહક હતી. તેની આંખોમાં ભય અને આશાનું મિશ્રણ હતું. તેના ભાવી જીવનનો છેલ્લો લટકો ફટકો કરવાને તે આજે આવી હતી. જો તેની આશા ફળે તો તે દુનીયાની સૌથી સુખી રમણી થઇ જાય અથવા તેનુ આખું જીવન ધુળધાણી થઇ જાય એવી સ્થિતિ હતી. સાદા શ્વેત વસ્ત્રમાં સંજજ થયલી એ તરૂણ સ્ત્રી વિધવા હતી અને છતાં સગર્ભા હતી અને જે શ્રીમંત યુવાનને તે મળવા આવી હતી તે એના બાળકનો પિતા હતો

તે વિધવા રમણી—સરલાને જોતાંજ લલીત ચોંકયો. તેના વદન પર અભાવની સ્પષ્ટ છાયા આવી ગઇ. ધડકતી છાતીએ પોતાના આશક પાસે ન્યાય માગવા આવેલી વિધવાને લલીતની અભાવ સુચક મુદ્રા જોઇ વજ્રઘાત થયો અને કશો પણ વિચાર કર્યા વિના તે છુટે મ્હોડે રોઇ પડી.

"કેમ? રડે છે કેમ?" સરલાની માતાએ અજબ થઇ દીકરીને પુછ્યું.

"બા! બા! મારૂં સત્યાનાશ વળી ગયું. ચાલ—જોતી નથી કે આપણી હાજરી એમને ગમતી નથી?" સરલા ડુસકાં લેતી બોલી.

"ચુપ રહે! નાહક ભલતીજ કલ્પના કરી દુઃખી થાય છે. લલીત કુમાર! અમે તમારી સાથે ખાનગી વાતચીત કરવા માગીએ છીએ." સરલાની માતા સરસ્વતીએ લલીતને ઉદ્દેશીને કહ્યું.

"ખુશીથી! મંગલી, બહાર જા! પણ જુઓ, સરસ્વતી બાઇ! તમે જુઓ છો કે હું કામમાં છું......"

"બા, ચાલ, ચાલ, અહીંથી મને લઇ ચાલ. હું બધું ખમી લઇશ. પણ એમની આ નીર્દય બેદરકારી મને પાગલ કરી નાખશે." સરલા છાતીફાટ રૂદન કરતી બોલી.

લલીત લાગણીહીન હૃદયે પોતાની પ્રિયતમાને રડતી જોઇ રહ્યો. કોલેજમાં ભણતો હતો ત્યારે તેને કોઇ મીત્ર તરફથી સરસ્વતી નર્સ અને તેની સુંદર પુત્રી સાથે પીછાન થઇ હતી. તે સમયે લલીત સરલા પર પાગળ થઇ ગયો હતો. તે વિધવા હોવા છતાં સમાજના

## શયતાનનું ચક્કર.



લલિતના પ્રેમનો ભોગ વિધવા સરલા. (પા. ૨૬)

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, ખાજરગેટ, કોટ, મુંબઈ.

સર્વ બંધનોને તોડી નાખી તેની સાથે લગ્ન કરવાના તેણે વચનો આપ્યાં હતાં. પણ હવે ? તે લાખોનો માલીક થયો હતો. તેને સરલા જેવી એક ગરીબ વિધવાની શી દરકાર ?

"લલીત કુમાર !—" લલીતને અવાક રહેલો જોઇ ગંભીર અને કંઇક ગુસ્સાભર્યા અવાજે સરસ્વતી બોલી: "મારે તમારા મૌનનો શો અર્થ કરવો ? તમે આ પત્રોમાં જે ગંભીર વચનો આપ્યાં છે તેનો ભંગ કરવા માંગો છો ?......" કહી તેણે પત્રોનું એક મોટું બંડલ બતાવ્યું. લલીત તે જોતાંજ ફીક્કો પડી ગયો. "આહ ? તમે ઝંખવાઇ જાઓ છો. બદમાસ ! તું મારી પુત્રીનું સત્યાનાશ વાળવા માગે છે?"

"સરસ્વતી બાઇ ! તમે જાણો છો કે દીવાલોને પણ કાન હોય છે. આવી વાત કરીને તમે તમારી પુત્રીની આબરૂ ઉઘાડી પાડો છો. જો તમે કાલે આવશો તો તમને કંઇક બદલો આપવાની હું કોશીષ કરીશ—"

"બદલો ? મને બદલો ?—" ધ્રુજતાં અવાજે સરલા બબડી: "બા બા ! ચાલ, અહીં આપણું કંઇ કામ નથી."

"ચુપ રહે નાદાન છોકરી !"—સરસ્વતી ગુસ્સે થઇ બોલી: "આપણને આમ પગ નીચે છુંદવામાં આવે તે હું કદી સાંખી લેવાની નથી. એ શ્રીમંતનો દીકરો હોય તો એના ઘરનો. મી૦ લલીત કુમાર ! આ પત્રોમાં તમે તમારે હાથે એવા ગંભીર વચનો આપ્યાં છે, કે તેનો ભંગ કરવા જતાં તમને કલંક લાગશે જુઓ, આ તમારે હાથે લખાયલા વાક્યો વાંચી જુઓ અને તમારી સ્મરણ શકિત કટાઇ

ગઇ હોય તો તે તાજી કરો." એમ કહી ક્રોધાવેશમાં સરસ્વતીએ એક પછી એક પત્ર લલિતને બતાવવા માંડયો.

"હું કબુલ કરૂં છું કે આ પત્રો મેં લખેલાં છે પણ તે વખતે હું પાગલ થયો હતો. મારી અક્કલ બ્હેર મારી ગઇ હતી. તમે પોતેજ સમજી ગ્હેશો કે વીધવા સાથે—"

"બા! બા!—" ફરીથી સરલા કરૂણ સ્વરે વચ્ચે બોલી. "ચાલ અહીંથી. સાંભળો લલીત! તમે તમારા અખંડ પ્રેમની સાબીતી રૂપે આપેલી આ વીંટી પાછી લો. લઈ લો સાહેબ! તમે મોજમાં રહેજો. તમારા આત્માને શાંતી આપજો. હું ગુસ્સાથી બોલતી નથી. તમને હું એટલા પ્રબળ પ્રેમથી ચાહતી હતી કે તમને ધીક્કારવાનું અશક્ય થઇ પડયું છે. હું કદી પણ તમારી દુશ્મન થઇશ નહી. પણ લલીત, એક દીવસ જરૂર એવો આવશે કે જ્યારે તમારે માટે પ્રાણ પટકી નાખવાને એક પળમાં તઇયાર થાય એવી તમારી રાંક, નમ્ર, ગરીબ સરલાને તમે પશ્ચાત્તાપ અને શોકની લાગણીથી યાદ કરશો." પત્થરની છાતીને પલાળી નાખે એવા કરૂણ સ્વરે આટલા શબ્દો બોલીને તેણે પોતાની આંગળીમાંથી વીંટી કાઢી લલીત તરફ હાથ લંબાવ્યો.

"નહી—" સરલાને દૂર ખસેડી તેની મા બોલી. "હજી દુની-આમાં કાયદો છે. આ પત્રો એ બદમાસની બદમાસી પુરવાર કરી શકશે. લલીત કુમાર! મારી ભોળી કન્યાને દગો દેવા માટે તમે પસ-તાશો. અમે કદાચ તમને છોડી દઇશું પણ યાદ રાખજો કે આવો

નીચ દગો કરવા માટે ઈશ્વર તમને કદી છોડવાનો નથી. તમે અમારા સહવાસમાં આવ્યા ત્યારે અમે ગરીબ પણ નીષ્કલંક હતાં. એ નીષ્કલંક કુટુંબને તમે કલંકીત કરી તજી દીધું. તમને મારી કે મારી વીધવા દીકરીની દયા ન આવી. પ્રભુ પણ તમારા પર દયા કરશે નહી. મારી ભોળી સરલા સાથની દગાબાજીથી જીવન સુધી તમારૂં અંતર તમને ડંખ્યા કરશે. તમારી જાહોજલાલી ને વૈભવ વીલાસ તમને શાંતિ આપશે નહી. તમને રાતે ઉંઘ ને દીવસે આરામ મળશે નહી.--"

"જુવો સરસ્વતી બાઈ !' તે વૃદ્ધ સ્ત્રીના કકળતા હૃદયના શબ્દો સાંભળી સુક્ષ્મ ભયથી ડરીને લલીત બોલ્યો: 'હું કબુલ કરૂંછ કે મારી ભુલ થઇ. મારાથી બને તે પ્રમાણે મારી ભુલ સુધારવાને હું તૈયાર છુ તમારા ગુજરાન માટે તમો કહો તેટલા પૈસા આપું."

"અડકતી ના બા ! એક પાઇ પણ ન લેતી. હું પૈસા લેવા નથી આવી" સરલા રડતી બોલી

"રહેવા દે તારા પૈસા તારી પાસે ! આજ પૈસા તારે માટે બલારૂપ થઇ પડશે, આજ નોટો તારી પાયમાલી લાવશે અને આ જાહોજલાલી તારા સુખનો નાશ કરશે."

"ઓ બા! એમને શાપ ન દે, પ્રભુ તમને સુખી કરે, લલીત !" કહી તે સરસ્વતીને ખભે હાથ મુકી દીવાનખાનામાંથી બહાર નીકળી ગઇ. બંને ગયા પછીજ લલીતે છુટકારાનો દમ લીધો અને પોતે ચાલાકીથી સરલાના પંઝામાંથી છટકી ગયો એમ માની હસતો હસતો સીગારેટ પીવા લાગ્યો.

## પ્રકરણ ૩ જું.

## રાયલ-બારમાં.

ગયા પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી દશ દિવસ પસાર થઈ ગયા. ગ્રાંટરોડ સ્ટેશનથી થોડે દુર આવેલા "રોયલ બાર"માં હવે આ વારતા આગળ વધે છે.

બપોરે બે અઢી વાગવા આવ્યા હતા. અને પ્રખ્યાત "રોયલ બાર'માં અનેક માણસો ટેબલની આસપાસ બેઠા હતા. બધા લહેરીઓ પુરૂષોજ હતા અને તે બધાએ મીજબાની ઉડાવવાનો નીશ્ચય કર્યો હોય એમ લાગતું હતું, કારણ કે ટેબલપર શરાબની બાટલીઓ અને પ્યાલીઓ પડી હતી અને વટરો એક બાટલી ખાલી થતાં તરતજ બીજી બાટલી હાજર કરતા હતા. સોડા, બરફ, કેક, સેંડવીચ, પેટીસના ઓર્ડરો અપાયા જતા હતા અને એ હુકમોનો તરતજ અમલ થતો હતો.

બારીની નજીકના ટેબલ પર બે જણા બીજા કેટલાક મીત્રો સાથે બેઠા હતા. એ બે જણને વાંચનાર ઓળખે છે. એક જાગીરદાર પ્રતાપનો પુત્ર સમરસીંહ હતો અને બીજો કંજુસ બાપના મરણથી લાખોનો વારસ થઇ મોજ ઉડાવવાને તૈયાર થયેલો લલીત હતો. તેમની બાજુમાં મહમ્મદ હુસેન, વીકાજી વકીલ, અને જગતકુમાર નામના ત્રણ દોસ્તો બેઠા હતા.

સમરસીંહ દેશી સરદાર જેવા પોષાકમાં સજ્જ થયો હતો, અને

તે પોષાકમાં તે રતીપતી જેવો શોભી રહયો હતો. પણ તેના સાથી લલીતનો પોષાક વીચીત્રજ હતો. તેને અચાનક દોલત મળવાથી "બીલાડીને ખીર ન પચે" એવું થયું હતું. પોતાની જાહોજલાલી બતાવવા માટે કલા અને સુન્દરતાના સઘળા ખ્યાલને ભુલી જઇ તેણે ફુલણજી ફાંકડેરાવ જેવા કપડાં પહેર્યાં હતા અને જરા જરા વારમાં એ કપડાં બતાવવા માટે તે નીચોઉચો થયા કરતો હતો.

મહમદ હુસેન મજબુત બાંધાનો જરા જાડો પણ ખુબસુરત શખ્સ હતો. તેની ઉમ્મર આશરે ચાલીશેક વર્ષની હશે. તે ખુબ પૈસાદાર હતો અને આખા શહેરમાં વિલાસી તરિકે પ્રખ્યાત હતો. યુવાન લલનાઓને પોતાની જાળમાં કેમ ફસાવવી તેનો તેણે વૈજ્ઞાનિક નજરે અભ્યાસ કર્યો હતો. તેનો પોષાક સાદો, સ્વચ્છ અને સુશોભીત હતો. અને લલિતના છીછલ્લા પોષાકપર તે સ્પષ્ટ ધીક્કારથી જોઇ રહયો હતો. તેને એવો ખોટો દમામ પસંદ ન હતો.

મહમ્મદ હુસેનની જમણી બાજુએ વીકાજી વકીલ નામનો બેરીસ્ટર બેઠો હતો. તેની બુદ્ધી અતિ તીવ્ર હતી. તેની જીભ પર શબ્દ કોષ વસતો હતો. જો તે અદાલતમાં જાત તો નામચીન બેરીસ્ટર થાત. પણ તેને કાયદાની કડાકુટ કરતાં અયશઆરામ અને મોજમજા વધુ પ્રિય હત.. તેની ઉમ્મર આ સમયે આશરે ૨૭ વર્ષની હતી. તેનું વદન ખુબસુરત તો નહીં પણ સોહામણું હતું. તેની આંખોમાં કામલાલસા સ્પષ્ટ જણાતી હતી. તે સ્ત્રીઓના સહવાસમાં ઘણોજ નમ્ર, વિનયી અને સ્નેહાળ થઈ જતો. તેના અવાજમાં મીઠાશ હતી

અને વાણીમાં મોહકતા હતી. તે જ્યારે પહેલવહેલો કોર્ટમાં ઉભો રહ્યો ત્યારે બીજા વકીલો તેની વાકચાતુરીથી છક્ક થઇ ગયા હતા. પણ તેની કુશળતા તેને નડી. સુંદરીઓનો તે માનીતો થઇ પડ્યો અને તેથી વીલાસ પ્રીય થઇ તે પોતાના પિતાની લક્ષ્મી ઝડપથી ઉડાવવા લાગ્યો.

આ મંડળમાંના છેલ્લા તરૂણની વાંચનાર સાથે ખાસ પીછાન કરાવવાની જરૂર છે. તેનું નામ જગત કુમાર હતું એમ તે કહેતો હતો, જો કે તેના મિત્રોને તે વિશે શક હતો. તેની ઉમ્મર ચોવીસેક વર્ષની હતી. મારામારી થતાં એકદમ વચ્ચે કુદી પડવામાં અને ભલાભલા શુરવીરની શુરવીરતા ઠંડી પાડી નાંખવામાં તે એકકો હતો. તેની બીજી લાયકાત એ હતી કે તે ગધેડાની ચાલનું આબાદ વર્ણન કરી શકતો અને જ્યારે એનું ખીસું તાજું હોય ત્યારે કાંકરા પેઠે પૈસા ઉડાવતો. મુસીબતમાં સપડાયલા કોઇ પણ મીત્રને મદદ કરવા યા કોઇ કપટજાળમાંથી બચાવવા માટે તે હંમેશ તૈયાર રહેતો. તે હતો તે કરતાં જરા વધુ ઉમ્મરનો જણાતો હતો. તેનું મ્હો જરા મોટું હતું પણ તેની આંખો વિશાળ, કાળી અને મોહક હતી. તેનાં દાંતો દાડમકલી જેવા હતા અને તે પોતાના સુંદર હાથો માટે મગરૂર હતો. તેનો પોષાક લલીત કરતાં પણ બેડોળ હતો. તેણે લાંબા પહેરણ પર જરકીન જેકેટ પહેરી હતી અને માથાપર ટરકીશ ટોપીનું ફુમતું ઝુલ્યા કરતું હતું.

તે કોણ હતો તે વાબે તેના મીત્રોને વીશેષ ખબર ન્હોતી. તે એક જીવંત ભેદ હતો. તે ઘણીવાર પુષ્કળ પૈસા ખરચવાને બારમાં

આવતો ને છતાં તેનો ધંધો શો, નોકરી શી તેની કોઇને ખબર ન હોતી. તેને કોઇ શ્રીમંત સગા છે એવી વાત પણ તેણે કદી કરી ન્હોતી. તેનું રહેઠાણ પણ છુપુંજ હતું. જ્યારે તે મીજબાની આપતો ત્યારે પીઠાં કે હૉટલમાંજ આપતો. ઘણીવાર ને કંગાળ ભીખારી જેવો થઇ જતો ને એવી વેળાએ તે કેટલાક દીવસ સુધી ગુમ થઇ જતો ને પછી ખીસા તર કરી પાછો આવતો. તે કદી સુન્દરીઓના સહવાસમાં જવાની કોશીષ કરતો ન્હોતો. એટલે તેના શ્રીમંત સાથીઓ તેને "ભલા માણુસ" તરીકે લઈ ચલાવતા અને તે કોણ છે, કયાંથી આવ્યો એવી પુછપરછ કરતા નહીં.

બારમાં ચિત્રવીચીત્ર માણુસોની મેદની મળી હતી. આ બારમાં રૂપવાન શ્રીમંતોજ આવતા એવી તેની ખ્યાતી હતી છતાં તેનો માલીક ઘણીવાર કહેતો; "જોવને બા, આ પીઠું છે. જેના ગજવામાં પઇસા હોય તે આવે ને ખાય પીએ તેમાં મારા બાવાનું શું જાય? કંઇ બધા માણુસની સરટીફીકેટ જોયા કરીએ!" જો સરટીફીકેટથી માણુસ આબરૂદાર થતો હોય તો અહીંનાં બધા પીનાર સારી ચાલના પ્રતિજ્ઞાપત્રો આપી શકે એવા હતા. સોલીસીટરની ઓફીસના મેનેજીંગ કલાર્કથી માંડીને "મુંબઇની કોમ" સુધીના બધા માણુસો અહીં મળી શકતા. શેર બજારમાં રાંડીરાંડને રડાવનારા દલાલો, લીમીટેડ કંપનીના ખારકે પૈસે પરમાનંદ કરનારા મેનેજીંગ એજંટો, દારૂની બદી પર ગજગજ લાંબા લેખ લખનારા લેખકો ને છાપાના અધીપતીઓ તથા માશુકના વાળની લટ માથે શીશો બાંધવા ચાહના કવીઓનો અહીં અખરો જામતો. આ બધા માણુસો દારૂ પીને આબરૂદાર ગણાતા.

જ્યારે દેશી પીઠામાં ચાર આનાનો બેવડો પીનારો મજુર છાકટો દારૂડીયો કહેવાતો. દુનીયામાં શ્રીમંતોની ઐબ પણ સદ્ગુણ મનાય છે તે એનું નામ !

"ત્યારે સમરસીંહ !—" બારી નજીકના ટેબલ પર બેઠેલા મહમ્મદ હુસેને વાતચીત શરૂ કરી: "તમે ખુબસુરત લીલાવતીની સાથે શાદી કરીને પરવારી જવાનાં ખરૂં !"

"હા મારા બાપે એક ખાસ મહેરબાની તરીકે એટલી તસ્દી લેવાની મને અરજ કરી છે–" સમર મેચબોક્ષ પર બેદરકારીથી સીગારેટ ઠોકતો બોલ્યો, "હમણાંજ હું મારા ભવિષ્યના સસરાને કહી આવ્યો કે તેની પુત્રીને મારી પત્ની બનાવવામાં મને કઇ વાંધો નથી."

"વાંધો શાનો હોય જો !......હં ! પણ વકીલ સાહેબ ! તમારૂં શું થશે ? તમે તો લીલા લીલા કરતાં પાગલ થઇ રહ્યા હતા. એ ચલ્લી ઉડી જવાની હો !–" મહમ્મદે મશ્કરી કરી.

"તમે પણ કેવી વાત કરો છો ? જાગીરદાર સાહેબની હાજરીમાં હવે આવી વાત કરતાં તમારે શરમાવું જોઇએ—" વીકાજી વકીલ જેમ તેમ હસીને બોલ્યો.

"દોસ્ત !" સીગારેટ મ્હોંમાં નાંખી સમરસીંહ બોલ્યો, "તમારે શરમાવાની જરા પણ જરૂર નથી. એ લીલા કે સરલા જે હોય તે–એની ગમે તેવી વાત કરવાની તમને બંનેને છુટ છે. એ છોકરીની મને જરા પણ દરકાર નથી."

" લીલાવતીનું હુસ્ન તો અજબ છે હો! એની કાળીકાળી આંખો, ગોરાગોરા ગાલ ને ઘુંઘરાળા બાલ! ખરેખર સમર! તમે એને પરણીને સુખી થશો." મહમદ હુસેને કહ્યું.

સમરસાહેબે અજાયબીથી પોતાના દોસ્ત તરફ નજર ફેંકી અને પછી મશ્કરીનો પ્રસંગ હોય તેમ તે ખડખડ હસી પડયો.

" તમે લગ્ન વીશે મારા જેવાજ વીચાર ધરાવતા લાગો છો–" જગત કુમારે ચર્ચામાં ભાગ લીધો; "લગ્ન એટલે પરસ્પર લાભનું એક સાટું!"

" બરાબર, બરાબર! બીજું કંઇજ નહિં. સમરના બાપને પૈસા જોઇએ છે ને લીલાના બાપને ટાઇટલવાળા ઉંચા કુળમાં કન્યા આપવી છે. બન્નેના લાભની વાત છે. પણ અહીંયા આવો ખરાબ "વ્હીસ્કી" પીતાં ક્યાં સુધી બેસી રહેવું છે?"

" આ ખરાબ છે? અરે લલીતભાઇ, એના જેવો વ્હીસ્કી અહીંયા બીજી કોઇ જગાએ વેચ તો નથી સમજ્યા! પીઓ–ખુશીથી પીઓ–હજી મારે અહીં બે કલાક થોભવાનું છે—"

" કેમ?"

" કામ છે."

" કામ છે?—" જગત હસીને બોલ્યો:

" કોઇ બુલબુલ મળવાનું છે કે શું મહમ્મદ સાબ?"

"હા. હું એ એ આરોપનો ઇનકાર કરતો નથી. વાત એમ છે

કે મારા એક માણુસે મને તારથી ખબર આપી છે કે સાડાચારની ટ્રેનમાં વલસાડથી એક જન્નતની પરી અહીં આવનાર છે. મેં તે હુરીને સપડાવવા માટે મ્હાલી ડોશીને યોગ્ય સુચના આપી દીધી છે અને એ ભલી બાઈ મારી ગામડાની ગોરીને જરૂર પાણીપાણી કરી નાખશે તે વીશે કશો શક નથી" મહમદે ખુલાસો કર્યો.

"મ્હાલી ડોશી તમારી પેલી ફાતમાની શી સગી થાય?"

"ફક્ત સાસુ! એનાજ દીકરાએ બસો રૂપીઆની લાલચે ફાતમાને ગળે વળગાડી હતી. હવે અસલ વાતપર આવો. એ જન્નતની હુરીની સાથે એની મા આવવાની છે. મારો એજંટ કહે છે કે બીચારાં ઘણાંજ ગરીબ માણુસો છે. વલસાડમાં એ બાઈ જેમ તેમ વીશી ચલાવી પેટ ભરતી હતી—"

"એ મણીબાઇ તો ન હોય!"—અચાનક યાદ આવવાથી લલીત બોલ્યો: "હું વલસાડ ગયો ત્યારે ત્યાં કોઇ સારૂં હોટલ નહી હોવાથી મણીબાઇની વીશીમાં ઉતર્યો હતો. તેની દીકરી સુંદરતાનો નમુનો છે. એ મુંબઈ આવવાની છે એવી તે વાત પણ કરતી હતી. બીચારી અહીંયા કોઇને ત્યાં રસોઇયણ તરીકે નોકરી મેળવવા માગે છે. તેની દીકરી માયા પણ સાથે આવવાની હતી. મને લાગે છે કે એ એજ હશે."

"માની લે લલીત, કે તારી માયા ને મારી વલસાડની રૂપસુંદરી એકજ છે! તું એની સાથે આંખમાંખ તો લડાવી નથી આવ્યો?"

"નહી નહીં, નયનાના જાદુના ખેલ મેં બહુ કરી નાખ્યા. હવે એ જાદુભરી આંખો મને પાગલ કરી શકે એમ નથી." લલીત બોલ્યો. અચાનક તેને સરલાનો ખ્યાલ આવ્યો; અને તેણે ધીમો નીસાસો નાંખ્યો. "મહમદ, દોસ્ત! તારે એ માયા સાથે જેટલી મહોબ્બત કરવી હોય તેટલી કરજે! મને જરા પણ વાંધો નથી. વારૂ, હવે જગત કુમાર! તમે મને મુંબઇના કેટલાંક ભેદો બતાવવાના હતા તેનું શું?" છેલ્લો સવાલ લલીતે જગતને પુછયો.

"હું મારૂં વચન પાળવાને તૈયાર છું, પણ આવા સુશોભીત પોષાકમાં આપણે બદમાશોના અડ્ડા ને પરીઓના જનાનખાનામાં ન જઇ શકીએ" જગત કુમારે જવાબ આપ્યો, "ચીનાઇ જુગારખાનાં, પઠાણોના પીશાચ ભવન અને જાપાનીઝ ઝેરી લીલા જોવા માટે તમે આવા કીમતી પોષાકમાં ન આવી શકો."

"નહીં, નહીં, પણ દોસ્ત! તું કહે છે એ વાત મને તો સાચી લાગતી નથી. હમણાં હમણાં રોજ એક નવી વાત સંભળાય છે. આજે એક જવાન સ્ત્રીનું હરણ થયું, કાલે કોઇ લખોપતી ભાટીયો ભરબજારમાં લુંટાયો, પરમ દીને ઝવેરીની દુકાન તુટી—અને એ બધું કરનાર એક ભેદી ટોળી! આપણી બાહોશ પોલીસ પણ લાચાર થઇ ગઇ છે. મને તો એમાં કંઇ સાર જણાતો નથી" મહમદ સીપ કરતો કરતો બોલ્યો.

"એ બદમાસોના અડ્ડા જોવામાં મને એક જાતની મઝા મળે છે" બેદરકારીથી જગત બોલ્યો, "મને પણ જે ભયંકર વાતો આપણે

સાભળીએ છીએ તે ખરી લાગતી નથી. અલબત, કેટલાક તરી પાર ફિતરેલા નામચીનો ત્યાં ભેગા થાય છે ખરા—કોઇ ફાંકડેરાવ આવે તો પીશું હલકું થઇ જાય એ વાત પણ ખરી—"

"પણ એ લોકો ત્યાં કોઇને ફસાવી લઇ જઇને મારી નાખે છે, એ વાત ખરી છે?"

"નહી—જરા પણ નહી," જગને જવાબ આપ્યો અને દારૂની પ્યાલી ખાલી કરી.

"મને વીચાર કરતાં લાગે છે કે ત્યાં જવામાં સાર નથી," લલીને કહ્યું.

"જેવી તમારી મરજી" જગત બોલ્યો.

"વાત એમ છે દોસ્ત જગત કુમાર!—" સમરસીંહે ટીકા કરી, "કે લલીતને તારો ડર લાગે છે. એને શક છે કે તું એ ટોળીનો માણુસ છે—કદાચ સરદાર પણ હોય, અને મને પણ એ વાત માનવાનું મન થઇ જાય છે" આટલું કહી તે હમેશની રીત પ્રમાણે સીગરેટ કાઢવા લાગ્યો.

"જો તમે મારા દોસ્ત ન હોત તો હું આ આરોપને અપમાન માનત, પણ નહી. આપણે બધા દોસ્તો છીએ, ઉડાવો બીજી બાટલી મંગાવો"

"ખુશીથી મારા જાનો જીગર દોસ્ત!—બોય! એક બોટલ ઔર લા—" સમરે ઓર્ડર આપ્યો અને પછી જગતને કહ્યું, "કોઇ

દીવસ ભીખારીના વેષમાં લસંતને બદલ હું તારી સાથે આવીશ. મને વેષ આવડે છે કે નહિ તે તું તે વખતે સમજી શકશે"

જગત હસ્યો. એજ પળે બાટલી આવી અને પાછા પ્યાલા ભરાયા. પીતાં પીતાં મહમદની નજર ઘડીયાળ પર ગઇ.

"અરે! ત્રણ વાગી ગયા, હજુ મારે મ્હાલી ડોશીને મળવું છે"



# પ્રકરણ ૪ થું.

## માયા જાળમાં સપડાઈ!

સાડા ત્રણ વાગે રોયલ બારમાંથી બધા મીત્રો ઉઠયા અને બીલ ચુકવી ગ્રાંટરોડ સ્ટેશન તરફ ગયા. સ્ટેશનની નજીક જતાંજ તેમને એક વૃધ્ધ બાઇ સામી મળી. મહમદ હુસેન જે બાઇની રાહ જોતો હતો તે આજ મ્હાલી ડોશી હતી. તેની ઉમ્મર પચાસેક વરસની હતી. તેણે વીધવા પેઠે કાળું લુગડું પહેર્યું હતું અને ગળામાં તુળસીની માળા નાખી હતી. પ્રથમ નજરે જોનારને આ બાઇનો દેખાવ નમ્ર અને માયાળુ લાગતો. તે કંઇ પણ ખરાબ કરી શકે એમ બીનઅનુભવી નજરે જણાતું નહી પણ એ બદમાશ ડોકરીના એકેએક શ્વાસમાં અનીતીની ગંધ ભરી હતી. તેનો સ્પર્શ માત્ર મનુષ્યને અપવીત્ર કરનારો હતો.

હમણાં તેની જવાનીમાં ઓટ આવી હતી પણ તેણે યથેચ્છ ખાનપાનથી પોતાનો શારીરીક બાંધો જાળવી રાખ્યો હતો અને પચાસ વરસની ઉમ્મરે પણ તે ૩૫–૪૦ વરસની આધેડ સ્ત્રી જેવી જણાતી હતી. તેના માથાના વાળ થોડા થોડા સફેદ થયા હતા, છતાં જાણે તે ખુબસુરત રમણી હોયની એમ બતાવવાને તેણે તે સુગંધીદાર તેલ નાખી ઓળ્યા હતા. તેનો બહારનો દેખાવ સામા માણસને છેતરનારોજ હતો. એ દેખીતી ભલાઇની નીચે નીચમાં નીચ વાસ-

નાઓ છુપાઈ હતી. એના બહારના સાધુપણની નીચે શયતાનની ભયંકરતા છુપી હતી.

આજ બદમાશ મ્હાલી ડોશીને મહમદ હુસેન "જન્નતની હુરીઓ"ને જાળમાં સપડાવવા માટે રોકતો હતો અને આજે પણ ગ્રાંટરોડના સ્ટેશન પર આવનારી નીર્દોષ ગામડીયણ ગોરીને ફસાવવાને તે તૈયાર થઇ રહી હતી. મહમદે તેની સાથે થોડીક ખાનગી વાતચીત કરી. વીકાજી વકીલ બાર આગળથીજ આ ટોળીને છોડી ગયો હતો. બીજા બધા મહમદની સાથે હતા.

આ ટોળી સ્ટેશન પર વેટીંગ રૂમમાં બેઠી અને મ્હાલી ડોશી પ્લેટફોર્મ પર આંટા મારવા લાગી. વખતસર સુસવાટા કરતી ટ્રેન આવી પહોંચી. ઉતારૂઓ અને હમાલોની ધમાલ શરૂ થઇ. "સંતરા નારંગી, સોડા લેમન—ચાહ-કાફીની બુમાબુમ થઇ રહી. ઉતારૂઓ ઝડપથી ઉતરીને પોતપોતાને સ્થાને જવા લાગ્યા. સ્ત્રીઓના ડબામાંથી બે સ્ત્રીઓ ઉતરી. એક જુવાનીને આંગણે હમણાજ આવી હતી જ્યારે બીજી તેની મા જેવી જણાતી હતી. વેટીંગ રૂમમાંથી નજર ફેંકી રહેલા લલીને તેને જોઇ અને તે બોલી ઉઠયો.

"આઇ જોવ! આ તો માયા-ને પેલી વીશીવાલી મણીબાઇ! એ લોકો મને જોય એ ઇચ્છવાજોગ નથી. કદાચ તેઓ મારે ગળે પડશે."

"હા. અને કદાચ તું મને કબાબમાં હડ્ડી જેવો લાગશે." મહમદે હસીને ટકોર કરી. "મ્હાલી ડોશી એ લોકોની બરાબર મહેમાનગીરી કરશે."

"હા–હા" લલીત બોલ્યો અને વેઈટીંગ રૂમમાં જઇ બેઠો.

માયા–પેલી ગામડાની ગોરી–ની ઉમર સોળ સત્તર વર્ષ વચ્ચે ઝોલા ખાતી હતી. એ વય એવી છે કે જ્યારે સ્ત્રી મુગ્ધા મટી યુવતી થવાનો આરંભ કરે છે અને એના શરીરમાં જાદુઇ આકર્ષણ આવે છે. માયાની કાળી તેજસ્વી આંખો એની નીર્દોષતાની સાબીતી આપતી હતી. એના સુંદર વદન પર સરળતા અને નીખાલસતાની છાપ હતી. એની શરમીંદી ચાલ અને નીચી નજર કોઇ કવી યા ચીત્રકારને પાગલ કરી નાખનારી હતી. એની સુંદરતા અજબ ગજબ હતી અને છતાં એ રૂપગર્વીતા ન હતી. સાધી સાદી ભોળીભાલી એ સોળ વર્ષની રમણીમાં એવું કંઇક કામણ હતું કે પ્રથમ નજરેજ જોનારનું મન હરી લેતી. એનું નાક સીધું અને ઘાટીલું હતુ. એની કાળી ભંમરો ભલભલા રૂષી મુનીના તપને ગંગાના વ્હેતા પુરમાં ફેંકી દેવાની તાકાતવાળી હતી. એને વદને જ્યોતી ઝગમગતી હતી અને એની ઘઉં વર્ણી ચામડીમાં લોહચુંબક હતું. જ્યારે એ મીઠું હસતી ત્યારે એના દાડમ કલી જેવા દાંતો એની સુંદરતા વધારી મેલતા. એના ગાલ પર ગામડાની તંદુરસ્તીની રાતી સુરખી હતી. યુવાનીને આંગણે આવતી રમણીના વક્ષસ્થળને છુપાવવાને એની ચોળી જાણે નારાજ હોયની એવો ભાસ આપતી. ગુલાબી સાળુમાં સજ્જ થયલી એ રમણીમાં નમ્રતા, લાવણ્ય, મોહકતા અને સાદાઇનું અજબ મીશ્રણ હતું. એની મા ડબ્બામાંથી સામાન કાઢી પ્લેટફોર્મ ઉપર ઉભી હતી. તેની બાજુમાં શરમાઇને માયા ઉભી રહી. તેજ પળે મ્હાલી ડોશી તેમની પાસે જઇને બોલી.

"તમારૂં નામ મણી બ્હેન !"

"હા. પણ—"

"મુઝાવો ના. લાલદાસ શેઠને ત્યાં તમે જવાના છોની ?"

"હા હા," મણી વધુ મુઝાઇ.

"બ્હેન ! તમે મને ઓળખતાં નથી તેથી આમ શરમાવ છો. હું લાલદાસની બ્હેન થાઉં ! મારો ભાઇ તમારા ઘણા વખાણ કરતો હતો. આ તમારી પુત્રીને ?"

"હા."

"એનું નામ ?"

"માયા."

"કેમ બ્હેન ! મારે ત્યાં ગમશેને ? કેવી ડાહી છોકરી છે ?' મ્હાલી ડોશી જાણે વરસોનો પરીચય હોય તેમ બોલવા લાગી. મણી ને માયા આ ડોશીની વાચાળતાથી અંજાઇ ગયાં. મણીએ સાચુજ માની લીધું કે તે લાલદાસ શેઠની બ્હેન છે. એ બીચારી ચડતી પડતીના ચકકરમાં સપડાઇ કોઇ ઓળખીતાની મહેરબાનીથી લાલદાસ શેઠને ત્યાં મહેનત મજુરી કરી પોતાનું ને પોતાની પુત્રીનું પેટ ભરવા આવી હતી પણ તેને પ્રારંભમાંજ રાહુનો ગ્રહ નડ્યો. મ્હાલી ડોશીની જાળમાં બન્ને ફસી પડી.

"બા, શેઠ કેવા ભલા છે? નહીં તો આપણા જેવા ગરીબ માણુસને લેવા સ્ટેશન પર પોતાની બહેનને મોકલે ખરા?" માયા વીણા જેવા મધુર સ્વરે બોલી.

"ભલાની ભલી વાત, બહેન!—"

"મહમદ હુસેનનો સીતારો ચમકતો લાગે છે!—" મ્હાલી ડોશીએ મનમાં વીચાર કર્યો

"ચાલો, બહેન! સામાન ઉંચકાવી લો. ગાડી બહાર ઉભી છે."

"તમારો આભાર હું કદી પણ ભુલીશ નહીં. મ્હાલી બ્હેન!" મણીએ લાગણીભર્યા અવાજે કહ્યું.

"એમાં આભાર શાનો, બ્હેન? ચડતી પડતી બધાને આવે છે. ચાલો, તમે જરા પણ મુઝાશો નહીં. અમારૂં ઘર તમારૂંજ માનજો. હમાલ! આ સામાન ઉંપાડી લે—"

મ્હાલી ડોશીએ મણીનાં પોટલાં હમાલ પાસે ઉંચકાવી લીધાં અને બધાં સ્ટેશનની બ્હાર ગયાં. ડોશીએ વીકટોરીયા ભાડે કરી. મણી અને માયા સાથે મ્હાલી ડોશી ગાડીમાં બેઠી ને ગાડી ઉપડી.

"શાબાશ! ડોશી, શાબાશ!—"

વીકટોરીયા ઉપડી જતી જોઇ મહમદે લલિત આગળ ડોશીને શાબાશી આપી: "આવા કામમાં એના જેવી હુશીયાર કોઇ બાઇ નથી. એ બાજી હાથમાં લે તે પાર પાડયા વીના રહેજ નહીં."

" મહમદ ! દોસ્ત ! તારું બુલબુલ છે તો ફાંકડું હો !" જગતે ટીકા કરી.

" મારી પસંદગીમાં ભુલી હોય ખરી ?"

"નહીં દોસ્ત ! પણ તું એ પરીને લાયક નથી." કહી જગત ખડખડ હસી પડયો.



# પ્રકરણ ૫ મું.

## બે ઉમેદવારો.

મનુષ્ય પ્રભુની ઉમદામાં ઉમદા કૃતી છે એ વાત સાચી છે. પણ મનુષ્યની ઉમદામાં ઉમદા કૃતી કઇ ગણી શકાય તે કહેવું મુશ્કેલ છે. સર્વ શકિતમાન પરમાત્માએ રચેલા ભવ્ય બ્રહ્માંડ સાથે સરખાવતાં મનુષ્યના કૃત્યો સાગર આગળ બીંદુ જેવાજ લાગે છે. મનુષ્યના કાર્યોમાં સ્વાર્થની છાયા હોય છે છતાં આ પૃથ્વીપર એવા ચીન્હો છે, એવાં સ્મારકો છે કે જે મનુષ્યની બુધ્ધી–તેની શકિત અને ખંત માટે લાગણી પેદા કરે છે.

મનુષ્યની સઘળી કલાઓમાં વણાટકલા સૌથી ઉત્તમ છે. જંગલી અને સુધરેલા સમાજનો તફાવત આ કલા બતાવે છે. જંગલી માણસો સમુદ્રની છીપો અને ફુલોના ઘરેણાં બનાવે છે, તેઓ કુદરતી વસ્તુઓને સુંદર રીતે ગોઠવીને આંખને ગમે એવી આકૃતી બનાવે છે. ઝાડની છાલ અને પાંદડાથી પોતાના શરીરને ઢાંકે છે છતાં પૃથ્વીના જે ભાગમાં સંસ્કૃતીનો પ્રકાશ પડયો હોય ત્યાંજ વસ્ત્રો બનાવવાની કલા નજરે પડે છે. અને તેથી વણાટશાળા એ મનુષ્યની ઉમદામાં ઉમદા કૃતી છે.

હીંદની પ્રાચીન આબાદી વણાટ કલાને આભારી હતી. આજે પણ મીલ ઉદયોગ આ દેશનો મુખ્ય ઉદયોગ ગણાય છે. દેશના સઘળા ઉદ્યોગમાં કાપડનો ઉદયોગ સૌથી ઉત્તમ છે કારણ કે તે માણસ

જાતને આરામ આપે છે. પણ અફસોસ! લડાઇ—ભયંકર લડાઇ કેટલીકવાર પ્રજાકીય ઉદ્યોગને કચરી નાખે છે, અને શાંતીના સમયમાં પ્રજા જે ઉન્નતી કરતી હોય તે યુદ્ધનો પોકાર થતાં બંધ પડી જાય છે. અને એવા ભયંકર યુદ્ધથી શું મળે છે! કીર્તી—ખરેખર કીર્તી મળે છે. પણ કીર્તી સાથેજ પ્રજા પર કરોનો બોજો આવી પડે છે. કર એક એવો ઝેરી સાપ છે કે જેને પ્રજાકીય રકત ચુસવાની હોંસ હોય છે. અને કરના બોજાથી ઉદયોગીક દેશની ધોરી નસનું લોહી ઓછું થાય છે. એ કર એવો લોભી અને ઘાતકી રાક્ષસ છે કે જે મનુષ્યના એકે એક કોળીયા પર ત્રાપ મારે છે. એકે એક ચીજ પર તેની સત્તા જમાવે છે. અફસોસ! આપણી રમત ગમતો, મોજ મજાહો અને રંગ રાગો પર પણ તેની સત્તા ચાલુજ છે. ખેતરોમાં થતા પાક અને કારખાનામાં બનતાં માલમાં કરનો ભાગ ખરોજ! શ્રીમંતોની ભરી તીજોરી અને ગરીબોના ખાલી પેટ પર પણ કરનો પંઝો હોયજ. પણ એના ભયંકર બોજાથી ગરીબોને વધુ સહન કરવું પડે છે અને શ્રીમનો તો ગરીબોને ભોગે છકકાજ કર્યા જાય છે. માણુસ મરતી વખતે વીલ કરે છે ત્યારે પણ "કર કાકા' હાજર થઇ જાય છે કારણ કે વીલના પ્રોબેટ મેળવની વખતે એ દૈત્ય પોતાનો ફાળો લઇ જાય છે!

વાંચનાર, ગભરાતા ના. અમારો વીચાર તને કરની ફીલસુફી સમજાવવાનો નથી.

પરેલમાં આવેલી એક મોટી મીલમાં હવે આપણે દાખલ થઇશું. મશીનોથી અનેક શાળો ચાલી રહી હતી. બધા કારીગરો કામમાં ગુંથાયલા હતા. પણ તેમાં એક આળસુ યુવાન હતો. મીલના માલીક

લાલદાસે એ યુવાનને—છોટાલાલને આળસ તજી દઇ ખંતથી આગળ વધવાને ઘણીવાર સમજાવ્યો હતો પણ તેની કંઇ અસર થઇ ન હોતી. આ યુવાનને ખાધખોરાકી આપીને લાલદાસ શેઠે શીખવા રાખ્યો હતો. તેને છોટાલાલની દયા આવી હતી પણ છોટુ એવી મહેરબાનીને લાયક ન હતો.

છોટુની શાળની પાછળની શાળ પર જુદીજ જાતનો યુવાન બેઠો હતો. તેનું નામ નવનીતલાલ! નવનીતલાલ મુખ્યીશાળી, ખંતીલો અને પ્રમાણીક યુવાન હતો, અને તેને માટે લાલદાસ શેઠનો મત ઉમદા હતો. તેના વદનપર ઉત્સાહ અને આશા હતી. છોટુ આળસુ, બેદરકાર અને કેફી જણાતો. આ બને જવાનો શી માફ ઉમેદવારો હતા પણ બંનેમાં આસમાન જમીનનો ફેર હતો.

બપોરનો વખત હતો. શાળોના ઓરડાના દરવાજા આગળ લાલદાસ શેઠ આવી ઉભા. મશીનોના અવાજ સાંભળી તેને આનંદ થયો પણ છોટુ પર નજર પડતાંજ તેના મ્હો પર શોકની લાગણી છવાઇ. છોટુ શાળને અઢેલીને સુઇ ગયો હતો અને એક બીલાડી તેની શાળના શટલ સાથે રમી રહી હતી. છોટુને જોવો એટલે એક આળસુ, એદી, બેબીયલ માણસને જોવો! બીજી પળે શેઠની નજર નવનીત પર પડી. તેના હોઠ મલકાયા. તેને જરા રાહત મળી.

"કેમ નવનીત! કેમ છો?" લાલદાસ એ ખંતીલા જવાન પાસે જઇ બોલ્યો.

"મઝા છે સાહેબ!"

"તું ઘણોજ બાહોશ છે દીકરા !"

"એ તમારી મહેરબાની સાહેબ ! હમણાં હું "વ્હીટીંગટન વ્હીટીંગટન લોર્ડ મેયર ઓફ લંડન" ગણગણતો હતો અને જો નસીબ યારી આપે—"

"નસીબની યારી ના માગ, નવનીત !" શેઠ વચ્ચે બોલ્યા.

"એ શબ્દજ નકામો છે. યાદ રાખ કે માણસ પોતેજ પોતાની સરજત ઘડી શકે છે. આપણેજ આપણી આબાદી અને પાયમાલી માટે જવાબદાર છીએ. દરેક માણસમાં પ્રભુએ વીજયી તત્વો ભર્યાં છે પણ તેનો આપણને ઉપયોગ કરતા આવડવો જોઇએ. જેઓ નાષ્ફળ જાય છે તેઓ બેદરકાર, આળસુ, હઠીલા અને કમઅદેશ હોય છે. જેઓ દીર્ઘદર્શી થઇ ખંત રાખી કામ કરે છે તેઓ જરૂર ફતેહ પામે છે. જો પેલા છોટુ પર નજર કર. આવા આળસુ માણસ પાસે શી આશા રાખવી ?"

"સાહેબ એના પર ગુસ્સે ન થાઓ." ભલો નવનીત બોલ્યો. "હજુ પણ એ સુધરી શકશે."

લાલદાસે માથું ધુણાવ્યું અને તે આળસુ છોટુ પાસે જઇ બોલ્યો "છોટુ ! બપોરે બાર વાગે ઉંઘે છે ? શરમ નથી આવતી ?" છોટુએ જેમ તેમ આંખ ઉઘાડી. બગાસું ખાધું. શેઠ ગુસ્સે થઇ બોલ્યા.

"આવું કદી પણ નહી ચાલશે. હું તને સમજાવતો સમજાવતો થાકી ગયો પણ તું ન સુધર્યો. તું તારા ભવીષ્યનું સત્યાનાશ વાળી રહ્યો છે."

"સાહેબ, મને ઉથવાનો રોગ થઈ ગયો છે." છોટુ શરમાઇને બોલ્યો.

"કેમ કે તું દારૂ પીએ છે. તને ટેવ પડી હોય તો એક બે પેગ ભલે પી. પણ તને ખબર છે કે શરાબને વધી જતાં વાર લાગતી નથી. આ નેહસ્ત શરાબ તને પાયમાલ કરશે. એ ઝેરી અર્ક છે, છોટુ! મેં તારી માને કદી જોઇ નથી પણ તે ભલી બાઇ છે એમ સાંભળી તને મેં મારે ત્યાં રાખ્યો છે. જો આ વાતની તારી માને ખબર પડશે તો તેનાં દીલ પર કેવો જખમ થશે? જો તું નહીં સુધરે તો હું તને જરૂર બરતરફ કરીશ. તને ખબર છે કે તારી મા આજકાલ મુંબઇ આવનાર છે અને તારી બહેનને પણ મારી સ્ત્રી ઘરમાં રાખી લેવા માગે છે?"

"મને જરાતરા ખબર મળી છે પણ તેઓ કયારે આવનાર છે તેની ખબર નથી."

"કદાચ તારી મા ને બહેન મુંબઇમાં આવી પણ ગયાં હશે. મેં બંનેને આશરો આપવાનું કબુલ કર્યું છે." આટલું કહી શેઠ ચાલ્યા ગયા. તે ગયા પછી છોટુ નવનીત તરફ જોઇ બોલ્યો. "આપ-ણાથી આ કડાકુટ ખમાતી નથી. જરા જરા વારમાં લાંબી પહોળી વાત સંભળાવી જાય છે? શેઠ હોય તો એના ઘરનો—"

નવનીત કંઇ ન બોલ્યો. તેને છોટુનું ભવીષ્ય શોહા જણાયું. તે ગુપચુપ પોતાને કામે વળગી ગયો.

લાલદાસને ગયાને ભાગ્યે બે મીનીટ થઇ હશે એટલામાં એ ઓરડામાં એક છોકરો દાખલ થયો, અને સીધો છોટુ પાસે જઇ ઉભો.

"કેમ શું છે?" છોટુએ પીઠાંવાળાના નોકરને ઓળખી પુછ્યું.

"તમને એક ગ્રહસ્થ હમણાંને હમણાં મળવા માગે છે." પેલા છોકરાએ ધીમે સ્વરે જવાબ આપ્યો: "કોઇને જાણવા દીધા વીના તમારે આવવાનું છે."

"વારૂ. જા. હું મારા મીત્રને ઓળખું છું. તેમને કહે કે પાંચ મીનીટમાં આવું છું." છોટુએ જવાબ આપ્યો અને પીઠાંવાળાનો નોકર ગુપચુપ ચાલ્યો ગયો. બીજીજ મીનીટે પોતાના ઉપરીની નજર ચુકાવી છોટુ મીલમાંથી બહાર નીકળી ગયો.



# પ્રકરણ ૬ ઠું.

## પરેલના પીઠાંમાં.

મીલની થોડેક દુર એક દારૂનું પીઠું હતું. પીઠામાં અનેક જાતના દેશી અને વીલાયતી દારૂ વેચાતા હતા અને છોટુ હમણાં એજ પીઠામાં ગયો હતો. એક નાના ઓરડામાં એક ટેબલ આગળ બેસી એક યુવાન દારૂનો ગ્લાસ સીપ કરતો હતો. છોટુ તરતજ તેની પાસે જઇ બેઠો. પેલા માણસની ઉમર ૨૭-૨૮ વર્ષની હતી. તેણે સાદા વસ્ત્રો પહેર્યાં હતા અને ટેબલ પર કપોળશાહી પાઘડીનું ખોખું પડયું હતું. તેણે થોભીઆ રાખ્યા હતા અને તે કાનની નીચે અરધો ઇંચ જેટલા લાંબા હતા. તેનો દેખાવ ભયંકર લાગતો હતો. તેની આંખોમાં ક્રૂરતા અને ખુન્નસ જણાતાં હતાં.

" છોટુ ! તું આવ્યો કે ! મને બહુ આનંદ થયો. મારે તારૂં ખાસ કામ છે; અને તેથી હું ખાસ અંદેરીથી અહીં આવ્યો છું તને બોલાવવાને છોકરો મોકલ્યો તેથી કંઇ વાંધો તો નથી ને !"

" નહી. નહી. જગમોહનભાઇ ! કંઇ વાંધો નથી." એ આળસુ ઉમેદવાર બોલ્યો. " હું પણ તમને મળવાને ઘણો આતુર હતો કારણ કે આ કારખાનાથી હું કંટાળી ગયો છું."

" આપણી છેલ્લી મુલાકાત વખતે મેં તને જે વાત કરી હતી તે હું અમલમાં મેલવાને આવ્યો છુ" પેલો ભયંકર માણસ બોલ્યો. "વારૂ, પણ તું શું પીશે ! બ્રાંડી કે રમ !"

" રમ તો રોજ પીઉં છું. મને બ્રાંડીનોજ બહુ શોખ છે."

" છોકરા ! કેસ્ટેલીનની પાઇંટ લાવ" જગમોહને ઓર્ડર આપ્યો. બીજી મીનીટે બાટલી આવી પડી. ગ્લાસ ભરાયાં. અને બન્નેએ એક બીજાની સલામતી લીધી.

" તને બ્રાંડી બહુ ગમે છે !"

" હા.

" હું તું દરરોજ બ્રાંડી પી શકે એવી સ્થીતીમાં તને મુકું તો ! જો હું તને શ્રીમંત ન બનાવું તો મારૂં નામ જગમોહન નહી."

" એમ ! તે કેવી રીતે !–" છોટુ આતુરતાથી બોલ્યો.

" સાંભળ. જો વણાટશાળામાંજ ગદ્ધા મહેનત કરીને તારે જીંદગી બરબાદ કરવી હોય તો મારે તને કંઈ કહેવાનું નથી "

" નહી, નહી, હું તો અહીં કટાળી ગયો છું."

" જો, મારા તરફ જો. મારી પાસે પુષ્કળ પૈસા છે અને એ બધા ખરચાઇ જાય પછી પાછા પૈસા મેળવવાના સેંકડો રસ્તા હું જાણું છું. તેથીજ મને પૈસાની દરકાર નથી. હું કાંકરા પેઠે પૈસા વેરૂં છું. મનગમતી મોજ ઉડાવું છું. મનપસંદ જાતનો દારૂ પીઉં છું. હું નાનો છોકરો હતો ત્યારથી મેં પૈસા માટે કદી પણ મહેનત કરી નથી."

" કદાચ તમારા માબાપ પૈસાદાર હશે ?" ફાટી આંખે પોતાના સાથી તરફ જોતો છોટુ બોલ્યો.

"માબાપ અને તે પણ શ્રીમંત? નહી, નહી, છોકુ! દોસ્ત! હું નવ વરસનો હતો ત્યારે મારી મા દેશનીકાલ થઇ હતી અને હું અગીઆર વરસનો થયો ત્યારે મારો બાપ ફાંસીને લાકડે ચઢ્યો હતો!–"

"ફાંસીને લાકડે?" ભયથી ધ્રુજતો છોકુ બબડ્યો.

"હા ફાંસીને લાકડે!—" જાણે સાધારણ વાત કરતો હોય તેમ જગમોહન બોલ્યો: "અને હું તેની સાથે કેદીના ગાડામાં બેસી ફાંસી વાળી જગાએ ગયો હતો. એ બનાવ જાણે ગઇ કાલેજ બન્યો હોયની તેમ મને આબાદ યાદ છે. હું તેના ખોળા પર બેઠો હતો. મારા પીતા મને બહુજ ચાહતા હતા. તેણે મને કહ્યું કે "મારો દીકરો મને ફાંસીએ ચઢતો જુએ છે તે જોઇને મને આનંદ થાય છે." જે અમલદાર મારા બાપને લઈ આવ્યો હતો તેને મારી દયા આવવાથી તેણે મને સખાવતી સંસ્થાને ખરચે નીશાળે મુકયો. હું ત્રણ ચાર વરસ ભણ્યો. હું જરા મોટો થયો ને અનાથાશ્રમના સેક્રેટરીએ મને ધંધે લગાડવાની વાત કરી એટલે બંદા ઊભી પુછડીએ નાસી ગયા—" તેણે આ શબ્દો બોલી વીકટ હાસ્ય કર્યું.

"અને પછી તમે હંમેશાં મોજ કરતા રહ્યા છો?"

"હા, જેલના અમલદારે મને અનાથાશ્રમમાં ભણાવીને મારા પર મોટો ઉપકાર કર્યો હતો, કારણ કે મને ત્યાં સારી કેળવણી મળી હતી એટલે હવે હું ગમે તેવા શ્રીમંતોને કેળવાયલા માણસો સાથે છુટથી હરી ફરી શકું છું, સંસ્કારી ભાષા બોલતાં મને મુસ્કેલી નડતી નથી. ઉમરાવો, જાગીરદારો અને શ્રીમત મોજીલા જવાનો સાથેની મારી

દોસ્તીને લીધે હું અનેક છુપા ભેદો જાણું છું જે વટાવતાં મને હુ માગું તે મળી શકે છે. જો તું મારી સાથે જોડાય તો આપણે કુબેરનો ભંડાર ભેગો કરી શકીએ. હું તને અનેક ભેદભરમો સંભળાવીશ. અનેક વીચીત્ર સ્થલોએ લઇ જઇશ અને તને એવો પાવરધો બનાવીશ કે તને જીંદગીમાં પળેપળે નવા લ્હાંશ ચાખવાના મળશે. જેઓ આ મુંબઇ શહેરમાં ગધ્ધા મહેનત કરી સુકો રોટલો ખાય છે તેઓ અહીના છુપા ભેદો જાણતાજ નથી. તેઓ દુનીઆની સપાટી પરથી ચાલ્યા જાય છે પણ જેઓ દુનીયાદારીના દરીઆમાં ઉંડી ડુબકી મારે છે તેમનેજ કીમતી રત્નો મળે છે."

"તમે- મે મને એવાં છુપાં ભેદો બતાવશો ?" છોટુએ પુછયું.

"હા--હું જેને કસોટી કહું છું તેમાંથી પાર ઉતરવાની તારામાં હીંમ્મત હોય તો."

"આ કારખાનામાંથી ભાગી જવા માટે હું ગમે તે કરવાને તૈયાર છું. હું તમારી પેઠે સ્વતંત્ર થવા માગું છું તમારા જેવા અમનચમન ઉડાવવા ઇચ્છુ છું. હું મારો પોતાનો માલીક થવા માગુ છું." છોટુએ ધડકતી છાતીએ કહ્યું.

"જો તું મારો સાથી થવાને કબુલ થશે તો તું તારી જાતનો સમ્પુર્ણ માલીક તો થવાનો નથી પણ તારા પર એટલી બધી ઓછી સત્તા ચલાવવામાં આવશે કે જે તને જણાશે પણ નહી. તું ખુબ એશઆરામની જીંદગી ગાળી શકશે."

"હું તૈયાર છું. અને આ કામ જલ્દી થાય તેમ સારૂં. કારણ કે મારી મા ને બહેન આજકાલ અહીં આવનાર છે."

" તારી બ્હેન ?—" અચાનક કંઇક યાદ આવવાથી જગમોહન બબડયો:—" હા–હા, બરાબર છે. એ લોકો લાલદાસને ત્યાંજ જવા ના હતાં. એની બહેનનુંજ નામ માયા !—"

" શું ? શું ?"

" કંઇ નહી. તેં કદી તારા સગાવહાલાની વાત મને કરી ન હોતી. વારૂ, તારા બાપ કયાં છે ?"

" સ્વર્ગમાં !—"

" મા."

" વલસાડમા વીશી ચલાવે છે."

" તને બહેન પણ છે ?"

" હા "

" તેનું નામ ?"

" માયા."

" તે પરણી નથી."

" નહી."

" કારણ કે અમાગમાં મોટા વાંકડો આપવો પડે છે ને અમે ગરીબ છીએ,"

" તારી બહેન કેટલા વરસની છે ?'

"આશરે ૧૬–૧૭ વરસની. માયા મારી મા સાથે આજકાલ-માંજ અહીં આવવાની છે તેથીજ તમારી પેઠે બંદો આ કારખાના માંથી છુટી જવા માંગે છે."

"એ એકદમ બની શકે તેમ નથી, તારે તારી જગ્યાએજ હમણાં રહેવું પડશે" થોડીક વાર વીચાર કરી જગમોહને કહ્યું. છોટુ નીરાશ થયો.

"કેટલા દીવસ?"

"ઓછામાં એ.છા પાચ સાત દીવસ"

"મારી મા મને વઢશેને?"

"નહી. તું હમણાં સારી રીતે વર્તજે, લાલદાસ શેઠ ભલા માણસ છે, તે તને માફ કરશે"

"બનવાજોગ છે, પણ તમે મને એકદમ તમારો સાથી કેમ બનાવતા નથી? તમે તો મને હમણાંજ લઈ જવાની વાત કરતા હતા!"

"હું મારો બોલ પાળીશ પણ તારે હું કહું તેમ ચાલવું પડશે, હું તને હુકમ કરૂં ત્યાં સુધી તારે હાલની નોકરીમાંજ રહેવું. તું ગભરા ના. હું જરૂર તને લઇ જઇશ. હમણાં ખરચ માટે આ ૩૦ રૂપીઆ લે. કાલે રાત્રે અગીઆર વાગે મને મંગળદાસ મારકીટ આગળ મળજે, તું એ વખતે ચુપચુપ આવી શકશે?"

"સહેલાઇથી" રૂપીઆ જોઇ મલકાતો છોટુ બોલ્યો, "હું અને મારો સાથી નવનીત શેઠના બંગલામાં એકજ રૂમમાં સુઇએ છીએ.

તે દશ વાગે તો ઉંઘી જાય છે એટલે મને ચાલી આવતાં મુશકેલી નડવાની નથી "

"ઠીક ત્યારે હું જાઉં છું" અચાનક તેનો સ્વર સતાશીલ અને ગભીર થયો "પણ યાદ રાખજે, આ વાતનો એક શબ્દ પણ કોઇને કાને ન જવો જોઇએ. જો તને તારી નોકરીજ ગમી જાય તો મારી પાસે ન આવતો પણ આ વાત છુપી રાખજે. તું ગભરાતો ના, પણ મારે તને ચેતાવી દેવો જોઇએ કે જો મારી સાથે દગો રમવાની જરાપણ બાજી રમશે તો હું ભયંકરમાં ભયંકર વેર લઇશ.

"જગમોહનભાઇ ! તમે મને દગાબાજ માનો છો ?" ભયભીત થતો છોટુ બોલ્યો

"નહી, પણ તને ચેતવવાની જરૂર હતી. ચાલ ત્યારે કાલે રાત્રે અગીઆર વાગા સુધી સાહેબજી !"

"હું વખતસર તમને મળીશ" દારૂની કેફમાં સઘળો ભય ભુલી જઈ, ગજવામાં પડેલા રૂપીયાના અવાજથી ખુશ થતો છોટુ બોલ્યો, બન્ને પીઠાંમાંથી બહાર નીકળ્યા, છોટુ મીલમાં ગયો અને જગમોહન બીજે રસ્તે પડયો,



# પ્રકરણ ૭ મું.

## માયાની તપાસ

લાલદાસ મીલથી થોડેક દુર પોતાના ભવ્ય મકાનમાં પોતાની સ્ત્રી અને પુત્રી સાથે રહેતો હતો. એ કુટુંબ સુખી અને સંતોષી હતું. લાલદાસની સ્ત્રી મહાલક્ષ્મી આદર્શ હિંદુ પત્ની હતી અને તેમની લાડકી પુત્રી તનમનને માબાપના ગુણો વારસામાં મળ્યા હતા.

સાંજે પાંચ વાગે લાલદાસ ઘેર ગયો. મહાલક્ષ્મી અને તનમને તેને હસીને આવકાર આપ્યો અને કામધંધાથી થાકી ગયલા લાલદાસને સ્વર્ગનો અનુભવ થયો. ત્રણે જણ ચ્હા પીવા બેઠાં અને મીઠી મીઠી વાતોથી આનંદ સમુદ્રમાં ડુબી ગયાં. થોડીવાર પછી દાસીની સાથે એક બાઇ ઓરડામાં દાખલ થઈ. એ કોઇજ નહિ પણ ચાંટરોડ સ્ટેશન પર પેલી બદમાસ ડોસીની જાળમાં ફસી પડેલી મણી હતી.

"લાલદાસ શેઠ તમારૂં નામ?"

"હા બેન! આવો શું કામ છે!"

"મારૂં નામ મણી!"

"આવો. આવો. મણીબહેન! અમે તમારી રાહજ જોતાં હતાં. મને તમારે માટે લલી બહેને બહુજ ભલામણ કરી છે. તમારી છોકરી સાથે આવવાની હતીને!"

"માયા અહિં આવી છે ને !" મણી અજબ થઇ બોલી.

"શું, બહેન ! અહીં કોઇ નથી આવ્યું" મહાલક્ષ્મીએ જવાબ આપ્યો.

"શું ? માયા અહીં નથી ? ત્યારે તમારી બહેન હજુ નહીં આવ્યા હોય !—"

"મારાં બહેન ! મણી બહેન ! કાંઇ ભુલ થયલી લાગે છે. મારે કોઈ બહેનજ નથી."

"ત્યારે મારી સાથે દગો થયો—મારી માયાને કોઇ ફસાવી ગયું—ઓ મા ! હવે હું શું કરૂં ?" મણીની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં.

"બહેન શાંત થાઓ ને જે બન્યું હોય તે કહો."

થોડીવાર પછી મણી શાંત થઇ બોલી. "અમે ગઇ કાલે મુંબઇ આવ્યાં. ગ્રાંટરોડના સ્ટેશન ઉપર એક બાઇ આવી તેણે કહ્યું કે તે તમારી બહેન છે. અમે વાત સાચી માની ને હું અને માયા તેની સાથે ગયાં. તે અમને એક મકાનમાં લઇ ગઇ. રાતે અમારી મહેમાનગીરી કરી. અમને કઇ શક ગયો નહીં. આજે સ્હવારે જમ્યા પછી મ્હાલી ડોશીએ કહ્યું કે તે માયાને મુંબઇ બતાવવા લઇ જાય છે ને પાંચ વાગે બન્ને તમારે ત્યાં આવી પહોંચશે મને પણ એ વખતે તમારે ત્યાં લઇ જવા માટે મોટરવાળાને હુકમ કર્યો ને હમણાં મોટરવાળો મને અહીંઆ મુકી ગયો."

" મોટર ચાલી ગઇ ?"

" હા "

" ત્યારે કંઇ દગો થયો છે. "

" તમે લાલદાસ શેઠ છો ને ? મારો છોટુ તમારે ત્યાંજ નોકરી છે ને ?" મણીએ પુછ્યું.

" હા બહેન ! હા, હુંજ લાલદાસ ! તમે શાન્ત થાઓ ને પ્રભુ પર ભરોસો રાખો. તમારી સાથે આ શહેરની કોઇ બદમાસ બલા દગો ખેલી ગઇ લાગે છે. હું હમણાંજ તપાસ કરાવું છું."

મણી ઝારઝાર રોવા લાગી. મહાલક્ષ્મી અને તનમને એ દુઃખી બાઇને દીલાસો દઇ શાન્ત કરવાની કોશેષ કરવા માંડી અને લાલદાસ શેઠ મોટરમાં બેસી સીધા ગ્રાંટરોડ સ્ટેશન પર તપાસ કરવા ગયા, સ્ટેશન પર તપાસ કરતાં તેને નહી જેવીજ ખબર મળી. બે સ્ત્રીઓ ત્રેનમાંથી ઉતરી એક વૃદ્ધ બાઇ સાથે ગઇ હતી એટલીજ ખબર તેને મળી શકી. લાલદાસને ભયકર શક ગયો. આ શહેરની કોઇ નીચ સ્ત્રી માયાની સુંદરતાનું વેચાણ કરી પૈસા કમાવા માટે તેને ફસાવી ગઇ હશે એવો ખ્યાલ આવતાજ તે કમકમી ગયો. તે એક રેલ્વે અમલદારને વધુ સવાલ પુછતો હતો એટલામાં બાજુથી પસાર થતો એક અજાણ્યો માણુસ તેની પાસે જઇ બોલ્યો.

" સાહેબ ! કોઈ ગુમ થયું છે "

" હા ભાઇ, એક જુવાન છોકરી કોઇ બદમાસની જાળમાં ગઇ કાલે ફસી પડી."

" અજબ જેવી વાત છે. ગઇ કાલે ચાર વાગાની ટ્રેનમાં એક યુવાન રમણી એક આધેડ વયની બાઇ સાથે આવી હતી ?"

" હા, હા, તમે એને વીષે કંઇ જાણો છો ?"

" હું તે વખતે સ્ટેશન પર હતો, એક વૃધ્ધ બાઈ બંનેને લેવા આવી હતી, તે સીવાય હું વધુ જાણતો નથી પણ આધેથી તેમને દેવલાલી જવાની વાત કરતાં મેં સાંભળ્યા હતા. એ વૃધ્ધ બાઇ મને શકમંદ જણાઇ હતી. પણ બંને સ્ત્રીઓ રાજીખુશીથી તેની સાથે ગઈ એટલે મને કંઇ દગાબાજી હોવાનો શક ન ગયો " પેલો અજાણ્યો માણસ બોલ્યો.

" તમને તે વૃધ્ધ સ્ત્રી અનીતીમાન સ્ત્રી જેવી જણાઇ હતી ?" લાલદાસે પુછ્યું.

" એ તો સ્પષ્ટજ હતું. તેનો દેખાવજ તે પુરવાર કરતો હતો"

" અફસોસ ! એ બીચારીનું શું થશે ? એની મા એના વીના ઝુરી ઝુરીને મરી જશે "

"એની મા એની સાથે ન હોતી ?"

"હતી. પણ એ બીચારીને ચાલાકીથી તેની દીકરીથી છુટી પાડવામાં આવી છે. એ આજે મને મળી ત્યારેજ આ કમકમાવનારા બનાવની મને ખબર મળી. તમે મને કંઇ રસ્તો બતાવશો ?'

"અફસોસ ! હું વધુ કંઇજ જાણતો નથી, પ્લેટફોર્મ પરથી ઉતરી તેઓ કઇ દીશાએ ગયા તે પણ હું જાણતો નથી."

"ત્યારે બધી આશા નષ્ટ થઇ, મારે હવે મણીભાઇને આ છાતીફાટ ખબર આપવીજ પડશે. તેની નાદાન છોકરી કદાચ એ બીચારીને હવે કદી પણ ભગી શકશે નહી." તે શોક ગ્રસ્ત થઇ ધીમે ધીમે ડગલાં ભરવા લાગ્યો. તે એક પુત્રીનો બાપ હતો અને તેથી તેના કોમળ દીલને આયાના હરણથી ઘા થયો હતો. આ ભયંકર વાત મણીભાઇને કેમ કહેવી તેને તે વીચાર કરતો હતો. પેલો અજાણ્યો સખસ તેનીજ સાથે ડગલાં ભરતો હતો તેનું તેને ભાન પણ ન્હોતું અચાનક લાલદાસની નજર તેના ઉપર પડી અને તેણે સભ્યતાથી કહ્યું.

"મને માફ કરજો સાહેબ! તમે મને જે ખબર આપી છે તે માટે હું તમારો આભાર માનું છું. તમારૂં નામ જણાવશો?"

"ખુશીથી, મારૂં નામ જગતકુમાર!" પેલા અજાણ્યા સખસે જવાબ આપ્યો.

"મી૦ જગતકુમાર! મારૂં નામ લાલદાસ. પરેલમાં મારી મીલ છે જો કોઈ વખત પરેલ આવો તો મારે ઘેર પધારી મને પાવન કરજો. આ મારો કાર્ડ!—" કહી તેણે પોતાના નામનો કાર્ડ આપ્યો.

"તમારો આભાર. તમારા જેવા સુવીખ્યાત શહેરી સાથે પીછાન થવાથી મને આનંદ થાય છે. હું ઇચ્છું છું કે તમારી શોધમાં તમને સફળતા મળે"

તે લાલદાસથી છુટો પડયો અને સીધો રોયલ બારમાં ગયો. ત્યાં જઇ તેણે દારૂ મંગાવ્યો, અને પછી નીચે પ્રમાણે ચીઠ્ઠી લખી.

"મ્હાલી ડોશી,

માયાની શોધ થશે એમ ધારી તમારે ભયભીત થવાની જરૂર નથી. આજે હું અકસ્માતીક રીતે લાલદાસ શેઠને મલ્યો હતો અને માયાને દેવલાલી તરફ લઇ જવામાં આવી હશે એવી વાત મેં તેના મન પર ઠસાવી દીધી છે.

તમારી વહુ ફાતમાને આવતી કાલે રાત્રે ૧૧ વાગે મેં કહેલે ઠેકાણે જરૂર મોકલજો. ત્યાં તેનું અગત્યનું કામ છે."

આ ચીઠીની નીચે સહી કર્યા વીના તેના પર તેણે મ્હાલી ડોશીનું ઠેકાણું લખ્યું અને પોતાની પીછાનના બારના એક નોકરને બોલાવી તેણે એ ચીઠ્ઠી મોકલી આપી.



## પ્રકરણ ૮ મું.

## " શયતાને-સાગીર્દ " ની દીક્ષા.

ભયંકર કાળી રાતનો સમય હતો. સર્વત્રે ઘોર અંધકાર છવા-યલો હતો અને જાણે બારે મેઘ તુટી પડયા હોય તેમ મુશળધાર વરસાદ વરસતો હતો. જે સમયની આ નવલકથા અમે લખીએ છીએ તે સમયે મુંબઇમાં ઝળહળતાં વીજળીના દીવા ન્હોતા. મ્યુની-સીપાલીટીમા ટમટમતા ફાનસોમાં આ ઘોર રાતનો અંધકાર ચીરવાની તાકાત ન્હોતી. વીજળીના કડાકા અને મેઘ ગર્જનાથી રાત્રીની ભયંકરતા વધતી હતી. આવા બીહામણા સમયે જેમ તેમ છત્રી સંભાળતો અને પોતાના કોટનો કોલર ગળાંપર વીંટાળી ટાઢથી બચવાની નીષ્ફળ કોશેષ કરતો છોટુ મંગળદાસ મારકીટ આગળ એક ફાનસ પાસે જઇ ઉભો. રસ્તો સર્વ નિર્જન હતો. કાળું ચકલીયું પણ નજરે પડતું ન્હોતુ. આકાશમાંથી પ્રચંડ મેઘ ધારા થઇ રહી હતી છોટુ ટાઢથી થરથરી રહગો હતો અને આજે રાતે તે જે અંધારામાં ભુસકા મારવા જતો હતો તેના ખ્યાલથી તેને કમકમાં આવતા હતા. તેનો અંતરાત્મા પોકાર મારીને તેને ચેતાવી રહયો કે આજે રાતે તેના ભાવીનો નિર્ણય થઇ જવાનો છે. સાવધાન ! તે એક શીહા ગુફામાં જવા તૈયાર થયો હતો. અરે ! ખુદ શયતાનની ગુલામી સ્વીકારવાને તે આજે રાતે પોતના ભલા શેઠના ઘરમાંથી ચુપકીદીથી નાસી આવ્યો હતો.

તે આવ્યો કે તરતજ તેને જગમોહન મળ્યો. તેણે વરસાદને લીધે મોટો ઓવરકોટ પહેર્યો હતો. અંધકારમાં તેનું મ્હો જણાતુ ન્હોતું છતાં એ ભેદી માણસ માટે છોટુના દીલમાં પ્રથમથીજ ભય પેદા થયો હતો. તેના બીહામણા સ્વરૂપથી છોટુ અચકયો તો નહી પણ એક ભંયકર માણસને શરણે જવા પહેલાં જરા વિચાર કરવાની જરૂર છે એમ તેને લાગ્યા વિના ન રહ્યું. તે સારી પેઠે જાણતો હતો કે જગમોહન બદમાસોનો બદમાશ અને મવાલીઓનો દાદો છે. તે પોતાનું ખરૂં સ્વરૂપ છુપાવવાને ખોટા બાલની વીગ પહેરે છે એવો શક પણ છોટુને ગયો હતો અને તેથી તે જે કામે આજે આવ્યો હતો તે માટે તે ધ્રુજી રહયો હતો. કાળી રાત, મુશળધાર વરસાદ, વીજળીના ચમકારા અને કડાકાથી તે વધુ નિરાશ અને શોક-ગ્રસ્ત બન્યો. તેની હિમ્મત ખુટવા લાગી. છતાં તેણે પોતાના સાથીને છોડવાની હિમ્મત કરી નહિ. તેઓ મારકીટથી થોડેક દુર ગયા કે તરતજ ક્રાફર્ડ મારકીટના ટાવરમાં ૧૨ ના ટકોરા થયા. પવનના સુસવાટામાં ઘડીઆળના ટકોરા છોટુને યમ ઘંટ જેવા લાગ્યા. તેના પગ નીચેની જમીન સરી જતી જણાઇ. તેનું માથુ ચક્કર ચકકર ઘુમવા લાગયું. તેને કપાળે ભયથી ભંયકર ઠંડી હોવા છતાં પસીનો વળ્યો. તેનો સાથી તેના મનોભાવ સમજી ગયો.

"બહુ ઠંડી પડે છે નહિ?"

"હા રાત બહુ ભંયકર છે."

"કંઇ નહિ. હું તને હમણાંજ "ઓલરાઇટ" કરી નાખું છું." કહી જગમોહને ઓવરકોટના ખીશામાંથી બાટલી કાઢી ને છોટુના

હાથમાં આપી. છોટુ જરા પણ વિચાર કર્યા વિના અરધી બાટલી ગટગટાવી ગયો. તેની સઘળી બીક એક પલમાં નાબુદ થઇ ગઇ. શરાબની આગ તેની નસે નસે ફરી વળી. તેના એકે એક અવયવમાં વીજળીનો સંચાર થયો અને જ્યારે તેણે જગમોહનને બાટલી પાછી આપી ત્યારે તેને ગમે તે કામ કરવાની હિમ્મત આવી ગઇ. જે ભયંકર દીક્ષા આપવાને છોટુને લઇ જવામાં આવતો હતો ત્યાં એ બીનઅનુભવી યુવાન ડરી જશે એમ અગાઉથી ધારીને જગમોહને સાથે બાટલી તૈયાર રાખી હતી. એ બાટલીની અસર આબાદ થઇ

" હવે કેમ લાગે છે દોસ્ત ?" જગમોહને છોટુના ખભાપર હાથ મુકી પુછ્યું.

" હવે તમે ગમે તે હો—ખુદ શયતાન પણ હો—તો પણ તમારી સાથે નર્કની ઉંડામાં ઉંડી ખાડીમાં આવવાને હું તૈયાર છું " છોટુ શરાબના ખ્હારમાં ઉત્સાહ ભર્યા સ્વરે બોલ્યો અને તેનો સાથી તે સાંભળી મલકાયો.

" ચાલ ત્યારે. "

થોડેક દુર ચાલ્યા પછી એક વિકટોરીયા ઉભેલી નજરે પડી. કંઇ પણ પુછ્યા વિના જગમોહન છોટુને લઇ તેમાં બેસી ગયો અને ગાડીવાળાએ એક બોલ પણ બોલ્યા વિના ગાડી મારી મુકી.

વરસાદ થોડોક નરમ પડ્યો હતો પણ જરા જરા વારે આકાશમાં ગર્જના થવા ચાલુ હતી. હવે પેલો આળસુ ઉમેદવાર જરા પણ ડરતો ન્હોતો. તેના પર બ્રાંડીની અસર પુરેપુરી થઇ ગઇ હતી.

સામાન્ય સંજોગોમાં જ્યારે ગાડી કામાટીપુરાની ભયંકર ગલીઓમાંથી પસાર થવા લાગી ત્યારે તે ડરી ગયો હોત. એ જગ્યાજ જુગાર, વ્યભિચાર, ચોરી, લુટ ખુન અને દગાબાજી માટે પ્રખ્યાત છે. ત્યાં ખુની લુટારાઓ, વેશ્યાઓ, નીચ દલાલો, મધરાતનાં મહેમાનો અને રકમ રકમની સોનરી ટોળીના સભાસદોનો અડડો હોય છે. જગમોહન આ ભયંકર ગલીમાંથી છોટુને લઈ જતો હતો.

વરસાદથી કાદવ ધોવાઇ ગયો હતો છતાં આ ગલીઓ કાદવ કીચડથી ભરપુર હતી. ગટરમાંથી ધોધમાર પાણી વહી જતું હતું. રસ્તાપરના મકાનોમાંની કબુતરખાના જેવી ખોલીઓમાં ગ્યાસ તેલના દીવા ટમ ટમી રહયા હતા અને બારીએ ડાકણ યા પિશાચીની જેવી જણાતી સ્ત્રીઓ પાઉડર ને રંગના લેપડાથી "સુંદરી" ગણાવા વ્યર્થ ફાંફાં મારતી પોતાનું પેટ ભરનાર કોઇ ઉદાર લહેરીની રાહ જોતી હતી. ઘણાં ખરાં ઘરોમાં ઘોર અંધકારજ વ્યાપેલો જણાતો હતો અને તે જોનાં ગમે તેવા બહાદુર માણસની છાતી ધ્રુજી જાય તેમ હતું. કોઇ કોઈ જગાએ દારૂડીઆઓની ગાળાગાળી ને મવાલીઓની મારામારીના અવાજો કાનને ભેદી નાખતા હતા. કોઇ જગાએ કોઇ છેલ બટાઉ "જરા સોને દે સૈયા જગી હું સારી રાત" વાળું ગાયમ લલકારી રહયો હતો. એક બે વાર કોઇ સ્ત્રીની ભયંકર ચીસ પણ વાતાવરણને ભેદીને વિલીન થઇ ગઇ. તે પરથી કોઇ જુલમી ભરથાર યા હવસી આશક કોઇ રમણીપર બળાત્કાર કરતો હોય યા માર મારતો હોય તેવો ખ્યાલ આવતો હતો. કોઇક જગ્યાએ "તીક્ષ્ણ બોલાચાલી, ચીસા ચીસ, મારા મારી અને એવીજ બીજી ધાંધલથી

મવાલીઓ રણે ચઢયા હોય એમ લાગતું હતું. આજ લતામાં કેટલાક ગરીબ મજુરોના ઘરો હતાં. તેમાં ઝાંખા દીવા ટમટમી રહયાં હતાં અને તે સાક્ષી આપતા હતા કે ગરીબોને ગુનેહગારો અને પાપીઓની નજીક વસવાની ફરજ પડે છે. હાલમાં પોલીસની ચાંપતી દેખરેખ અને રસ્તા પહોળા કરવા માટે તોડી નાખવામાં આવેલા મકાનોથી કામાટી-પુરા અને ફોરાસ રોડના દીદાર મોટે ભાગે બદલાઇ ગયા છે, પણ અમે જે સમયની વાર્તા લખીએ છીએ ત્યારે કામાટીપુરાની ગલીઓ એવી ભયંકર હતી કે કોઈ પણ માણસ તેમાં ભરેલા ગજવાએ દાખલ થવાની હીમત કરી શકતો નહી. ખીચોખીચ વસ્તીથી એ લત્તામાં રોગચાળો પણ પુષ્કળ ચાલતો હતો અને ત્યાં કંગાળ ગરીબો સસ્તા ભાડાની લાલચે ખુનીઓ, વેશ્યાઓ અને મવાલીઓ સાથે લાચારીથી વસતાં હતાં.

કામાટીપુરાની ૧૧ મી ગલીમાં જગમોહન છોટુને લઇ જતો હતો. એ ભયંકર સ્થળ કેવું છે તેનું વર્ણન આપવામાં આવ્યું છે. ગલીના નાકા પર એણે ગાડી ઉભી રખાવી અને જગમોહન છોટુને લઇ અંદર દાખલ થયો. એક અતી નાની સાંકડી, અંધારી ગલીમાં તેઓએ પ્રવેશ કર્યો. પ્રકાશનું એક કીરણ પણ અહીં નજરે પડતું ન્હોતું. દારૂ પીધા પછી પહેલીવાર છોટુ આ સ્થળે આવતાં કમકમી ગયો અને ધીમા ભયભીત સ્વરે જરા ઉભો રહી બોલ્યો: "જગમોહન-દાસ! તમે મને કયાં લઇ જાઓ છો?'

"આપણે જ્યાં જવાનું છે ત્યાંજ."

"હું પાછા જવાનું પસંદ કરૂં છું. હું–હું–આ અંધકારથી ડરી ગયો છું. અહીં કોઇ કોઇનુ ખુન કરી નાખે તો પણ ખબર ન પડે."

"તું નાદાન છે નાદાન છોટુ!—" જરા હસીને છોટુનો સાથી બોલ્યો: "તુ એમ ધારે છે કે હું તને નુકસાન કરવા માંગું છું? તારી પાસેથી મારે શું મેળવવાનું છે? તારી પાસે છે પણ શું? તારૂં ખુન થાય તો તારા શબની એક પાઇ પણ ઉપજે ખરી? તારી પાસે જે કંઇ પૈસા હોય તો તે મેંજ આપેલા છે. ચાલ ગભરા ના, લે–જરા શરાબ પી હુશીઆર થા—"

છોટુએ ખુશીથી બાટલી હાથમાં લીધી અને એકીટસે તે ગળે ઉતારી ગયો. તરતજ તેની હીમ્મત પાછી આવી. બંને ચાર પાંચ ડગલાં આગળ વધ્યા અને જગમોહન એક મકાન આગળ થોભ્યો. છોટુએ કંઇ નીશાની ન જોઇ છતાં તરતજ બારણું ઉધાડયું. દ્વાર ઉધાડનાર એક ત્રીસેક વરસની દેખાવડી સ્ત્રી હતી બંને ઘરમાં દાખલ થયા ને પેલી બાઇએ દ્વાર બંધ કર્યા.

"છોટુ! આ સ્ત્રીનું નામ ફાતમા! તમે બન્ને થોડા વખતમાં મીત્રો થઇ જશો." જગમોહને પેલી સ્ત્રી ફાતમા તરફ આંગળી કરી કહ્યું, "ફાતમા!– આ આપણો નવો દોસ્ત છે." તેણે ફાતમાને સંબોધીને કહ્યું.

ફાતમા છોટુને જોઇ હસી ને પોતાના સુંદર દાંત આ નવા મીત્રને બતાવી બોલી, "એને દીક્ષા આપવાની છે?"

"હા. આજેજ. ફાનસ બતાવ. અમે તારી પાછળ આવીએ છીએ."

ફ્રાનમાએ હાથમાં ફાનસ લીધું. તે આગળ ચાલી અને જગમોહન અને છોટુ તેની પાછળ જવા લાગ્યા. પરસાળને નાકે દરવાજો હતો. તેને લોખંડના સળીયાથી મજબુત કરવામાં આવ્યો હતો. અને તેમાંથી પસાર થવા માટે એક નાની બારી હતી. ફ્રાતમા તેમાંથી બહાર નીકળી. તેના બે સાથી પણ તેની પાસે ગયા. ત્યાં એક ભોંયરામાં ઉતરવાનો દાદર હતો. દાદર પરથી ઉતર્યા પછી ફ્રાતમાએ બીજું દ્વાર ઉઘાડયું. અને થોડાંક ડગલાં ભર્યા પછી ત્રણેજણ ભોંયરામાંના એક ઓરડામાં જઇ પહોંચ્યા કે જ્યાં કેટલાક મવાલી જેવા બદમાસ પુરૂષો અને સ્ત્રીઓ શરાબની લહજ્જતમાં મોજ કરી રહ્યાં હતાં. મુખ્ય દરવાજાની પાસેજ એક યત્ર હતું કે જે જોતાંજ આ સ્થલ કેવું ભયંકર હશે તેનો જોનારને ખ્યાલ આવી જતો હતો.

છોટુ આ ભયંકર ભોંયરામાંના બધા સ્ત્રી પુરૂષોને બારીકાઇથી જોવા લાગ્યો. તેને અજાયબી ઉપજી જરા રસ પડયો. પણ હવે તેનો ભય રહ્યો ન્હોતો. કેફી દવાવાળી બ્રાંડીના ડોઝે એની સઘળી બુધ્ધી મારી નાંખી હતી—એના સઘળા ભયને નાબુદ કર્યો હતો અને એ શયતાનને ખોળે બેસવાને તૈયાર થઇ ગયો હતો. જગમોહનને જોતાંજ બધા બદમાસોએ હસીને તેને આવકાર આપ્યો અને બે જણ માટે તરતજ ટેબલ આગળ જગ્યા કરવામાં આવી.

" આ નવા મીત્રની પ્રથમ સલામતી લો. અને પછી એને દીક્ષા આપવાની તૈયારી કરો " જગમોહન બે ગ્લાસ ભરતો બોલ્યો. બધાએ પોતપોતાની પ્યાલીઓ ભરી લીધી.

" એનું નામ શું?" એક જણે પુછ્યું.

" આ જવાન એક શ્રીમંત ગ્રહસ્થની મીલમાં નોકર છે અને તે જરા આળસુ ને લહેરી છે. એટલે આપણે તેને છેલબટાઉ કહીશું."

જગમોહને હસીને જવાબ આપ્યો.

" હો. ત્યારે ગુડ લક ટુ છેલબટાઉ!"

એક જણ બોલ્યો અને બધાએ પ્યાલીઓ ખાલી કરી.

" હવે એને દીક્ષા આપવાની છે. પીરૂ—" તેણે એક બેડોળ અને બીહામણા સખસ તરફ નજર કરી કહ્યું, " તારે એને સોગન આપવાના છે. તું એ કામ બરાબર બજાવીશ ને?"

" તમે જરા પણ ચીતા ન કરો સરદાર!" પીરૂના શબ્દોએ છોટુની ખાત્રી કરી આપી કે જગમોહન આ બદમાસોની ટોળીનો સરદાર છે.

ત્યાર પછી તેની આંખે પાટા બાંધવામાં આવ્યા. છોટુ જરાપણ કચવાયા વીના શરણે થયો. તેની રગેરગે શરાબની મસ્તી વ્યાપી ગઇ હતી. આંખે પાટા બાંધ્યા પછી તેને ઓરડાના મધ્ય ભાગમાં ઉભો રાખ ામ આવ્યો અને પછી બધાં સ્ત્રી પુરૂષો તેની આસપાસ વીંટળાઇને ઉભા રહયા, આ પળે આકાશમાં એક ભયંકર કડાકો થયો અને તેથી આ ભેદી ભોંયરૂં પણ ગાજી ઉઠયુ. છોટુને અચાનક બીક લાગી પણ જગમેહને " ચુપ રહો " ની આજ્ઞાદર્શક બુમ મારવાથી તે સ્તબ્ધ બની ઉભો રહયો.

"બધા ચુપ થઇ જાઓ–" ફરીથી બદમાસોનો સરદાર બોલ્યો "અને પીરૂ! હવે તું એને સોગન આપ"

"છેલબટાઉ!–" પીરૂ ગભીર–ભયંકર અવાજે બોલવા લાગ્યો, "કસમ ખા તને પેદા કરનાર તારા ખુદાના–કસમ લે તારા જીગરમાં વસ્તા સેતાનના–કસમ તને સ્વર્ગ અને નર્કના–કસમ તને તારા મા બાપના અને જો તારા માબાપ જીવતા ન હોય તો કસમ તને તેમની કબરના–કસમ તને તારી જાનના–કસમ તારા ધર્મના–કે તું હવે પછી આપણા કોઇપણ ભાઇ યા બ્હેનને દગો દેશે નહી. અને જો તું આ કાયદો તોડશે તો તને ભયંકર રીતે રીબીરીબીને મોતની સજા કરવામાં આવશે, કસમ ખા!–"

"હું કસમ ખાઉં છું" આ ભયંકર કસમની કપરી સરતોથી ધ્રુજી જઇને છોટુ બોલ્યો. એજ પળે આકાશમાં બીજી ગર્જના થઈ અને તેથી આ ભેદી મકાનના પાયા હાલી ગયા. છોટુ આ પળે જમીન પરજ પડી જાત પણ કોઈના રાઠોડી હાથે તેને પકડી રાખ્યો અને તેના મ્હોં આગળ દારૂનો ગલાસ ધર્યો એ કમનશીબ જવાન ફરીથી દારૂ પી મસ્ત થઇ ગયો.

"પીરૂ, આગળ ચલાવ," સરદારે હુકમ કર્યો.

"છેલબટાઉ! સોગન લે કે તું આ મંડળના સરદારના એકેએક હુકમને જરાપણ આનાકાની કે પરપુછ વીના તાબે થશે. પછી ભલે સરદારનો હુકમ તારી લાગણીને જખમી કરનારો હોય કે તારી જાનને જોખમમાં નાખનારો હોય. કસમ ખા કે તું આ મંડળના કોઇપણ

સભાસદને—પછી તે સ્ત્રી હોય યા પરૂષ—અંકુતના વખતમાં કોઇ પણ જાતની મદદ કરશે. તેમને બચાવવા માટે કોર્ટમાં જુઠી જુબાની આપશે, પોલીસથી તેમને હંમેશાં બચાવવાની કોશેષ કરશે. અને પ્રાણુના ભોગે સર્વ ભાઇ બહેનોનું ગમે તેવા સંજોગોમાં રક્ષણ કરશે. કસમ લે કે તું જે ચોરી યા લુંટફાટ કરે અને ત્યાંથી જે કંઇ મળે તે સરદાર સમક્ષ રજુ કરશે. પછીજ તે સરખે ભાગે વહેંચી લેવામાં આવશે. કસમ ખા."

"હું કસમ ખાઉં છું."

હવે તેની આખ પરનો રૂમાલ છોડી નાખવામાં આવ્યો અને તેણે જે દેખાવ જોયો તેથી તે ડઘાઇજ ગયો. તેની આસપાસ સ્ત્રી પુરૂષો વીટાઇ વળ્યા હતાં. પુરૂષો તીક્ષણુ અણીદાર છુરીઓ તેની છાતી તરફ તાકીને ઉભા હતા જ્યારે સ્ત્રીઓ તેના માથા તરફ એક એક એક પીસ્તોલ તાકી ઉભી હતી. તે એક પળ ચમકયો. પણ બીજીજ પળે આ ભયંકર સમાજ સમક્ષ હીમ્મત બતાવવાની તેને જરૂર જણાઇ. તે હસ્તે મુખે છાતી કાઢી ઉભો રહયો.

"શાબાસ! મ્હારા બહાદુર દોસ્ત!–" જગમોહન બોલ્યો અને બીજી પળે પીસ્તોલો ને છરીઓ અદ્રશ્ય થઇ ગઇ. બધાં સ્ત્રી પુરૂષો-એ છોટુ સાથે હાથ મીલાવી તેની દોસ્તી સ્વીકારી.

"હવે હું કયા મંડળનો સભાસદ થયો છું તે જણાવશો?" છોટુએ જગમોહન તરફ જોઇ પુછ્યું.

"શયતાને- સાગીર્દ!"

શયતાનનું ચક્કર



જાગીરદારના વિલાસી પુત્ર સમરસિંહની સ્ત્રી લીલાવતી. (પા. ૭૧)

"મેં એમજ ધાર્યું હતું. પણ કંઇ ફીકર નહી. મીલમાં ગધ્ધા મહેનત કરીને મરી જવા કરતાં શયતાને સાગીર્દ થવું હઝાર દરજ્જે બહેતર છે."

" શાબાશ! ચાલો હવે ખાઓ પીઓ ને મોજ કરો."

ટેબલ ગોઠવાયું. કેટલાક માણુસો ઉપર જઇ નવી દારૂની બાટલીઓ લઇ આવ્યા. સ્ત્રીઓએ ભાતભાતની વાનીઓ ટેબલ પર રજુ કરી. છોટુની એક બાજુએ જગમોહન અને બીજી બાજુએ ફાતમા બેઠી હતી. બીજા બદમાસો પોતપોતાની માશુકો સાથે ટેબલપર ગોઠવાયાં હતાં. એ વીચીત્ર પુતળાઓની વાતચીત સાથે આપણને સંબંધ નથી. અમે વાંચનાર સાથે એકલી ફાતમાનોજ પરીચય કરાવીશું કારણ કે અમારી નવલકથાની રંગભુમીપર તે અગત્યનો ભાગ ભજવવાની છે.

ફાતમા ઉત્તર હીંદુસ્થાનના એક ગામડાંમાં ગરીબ માબાપને ત્યાં જન્મી હતી. તેમની કંગાળ હાલતને લીધે ફાતમાને બીલકુલ કેળવણી મળી ન્હોતી. હમણાં તે જેમ તેમ લખી વાંચી શકાય એટલુ ગ્નાન મેળવી શકી હતી. બાળપણામાં અને યુવાનીમાં તેનો મીઝાજ બહુજ ગરમ હતો. પંદર વરસની ઉમ્મરે એક લશ્કરી સીપાઇ સાથે તે પ્યારમાં પડી નાશી ગઇ હતી. આખરે એ સીપાઇ એનાથી કંટાળી એને તજી ગયો અને ત્યારપછી ફાતમા શહેરે શહેર ભટકતી રહી. એ સમય દરમ્યાન એણે ભુખ તરસ વેઠવાગાં કંઈ બાકી

રાખી નહી. આખરે તે મુંબઇ આવી અને કોઇ શ્રીમંત ઉલ્લુને નયનાની કટારીથી જખમી કરી થોડાક વર્ષ પસાર કર્યા. તેના વી- લાસી અને સ્વચ્છંદી સ્વભાવથી તેનો શેઠ કંટાળ્યો. પછી તેની જાળમાં મહમ્મદ હુસેન ફસાયો કે જેને વાંચનાર ઓળખે છે. મહ- મ્મદ હુસેને મ્હાલી ડોશીના દીકરા સાથે ફાતમાની શાદી કરી આપી પોતાને ગળેથી પીડા કાઢી. પછી ફાતમા કાસમ નામના એક મવાલી પર મોહી પડી અને એ મવાલીને લીધે તે "શયતાને સાગીર્દ" ની સભાસદ થઇ.

જગમોહને અત્યાર અગાઉ કરેલા હુકમને અનુસરી ફાતમાએ છોટુને વશ કરવા માટે સઘળી ચાલાકી વાપરવા માંડી. છોટુને પાણી પાણી કરી નાખવામાં તેને જરા પણ મુશ્કેલી નડી નહી. ભોજન પુરૂં થયું તે વખતે તો બંને આશક માશુક બની બેઠા હતા.

ભોજન પછી સ્ત્રીઓ રકાબીઓ સાફ કરવામાં રોકાઇ તે વખતે જગમોહને છોટુને બાજુએ લઇ જઇ પુછયું.

"તારી માએ તને શું કહયું ?"

"મારી મા આવવાની ખબર તમને કયાંથી મળી ?" છોટુ અજબ થઇ બોલ્યો.

"તું કાલે વાત કરતોતો એટલે મેં ધાર્યું કે તે આવી હશે."

"હા, આવી તો છે. પણ એ બીચારી દુઃખથી પાગલ થઇ જશે."

"કેમ ?"

" મ્હારી બ્હેનનો પત્તો નથી. કોઇ બદમાસ મારી બ્હેનને ફસાવી ગયો લાગે છે.

" એમ ? પણ હું ધારૂં છું કે એ બનાવથી તને બહુ ફીકર નહીં થતી હોય–"

" મને દુનીયાદારીનો જે થોડોક અનુભવ થયો છે તે જોતાં હું મા બ્હેન કે ગમે તેને માટે ચીંતા કરીને નકામો દુખી થવા માગતો નથી. એ વાંતજ જવા દો—કંઇ બીજી વાત કરો.... અલ્લો, આ ફાતમા આવી–મારી ફાતમા હં !"

"જો છોટુ !" જગમોહને કહયું. "મારી ચોકકસ યોજનાને માટે તારે હાલમાં લાલદાસની નોકરી ગુમાવવાની નથી. તેથી આજે હવે વધુ શરાબ ન પીનો. તું તારા શેઠને ત્યાં જઇ શકશેને ?"

છોટુને આ વાત ન રૂચી એટલે જગમોહને બધાને રજા આપી ને તે જાતે છોટુને લઇ લાલદાસના ઘર સુધી ગયો. ત્યાં જતાંજ છોટુ શુદ્ધિમાં આવી ગુપચુપ ઘરમાં દાખલ થઈ ગયો.

અફસોસ ! ગરીબ બીચારી મણીબાઇ ! એની નાદાન નિર્દોષ કન્યા એક બદમાશ બલાની જાળમાં ફસી પડી ને આજે રાતે એનો પુત્ર મુંબઇની ભયંકરમાં ભયંકર ટોળી "શયતાને સાગીર્દ" નો સભાસદ બન્યો !—અફસોસ ! !



# પ્રકરણ ૯ મું.

## લગ્નનું સાટું.

પ્રભાતનો સમય હતો અને સુર્યના બાળ કીરણો પ્રતાપ "ભવન" ની રંગબેરંગી બારીઓ પર નાચી રહ્યાં હતાં. જાગીરદારના ભવ્ય દીવાનખાનાની બારીઓ ખુલ્લી હતી અને તેમાંથી આવતા સોનેરી કીરણો દીવાનખાનામાંના ભવ્ય ચીત્રો, સુંદર ફરનીચર અને ચીનાઇ ઝુમ્મરોમાં પ્રતીબીમ્બીત થઇ દીવાનખાનાની સુંદરતામાં ઓર વધારો કરતા હતા. દરબારી ઠાઠથી દીવાનખાનું શણગારાયું હતું અને પ્રસંગ પણ રાજવંશીજ હતો. કારણ કે ગઇ કાલેજ જાગીરદારના પુત્ર સમરસીંહના લગ્ન લીલાવતી નામની એક વ્યાજ ખાઉ શરાફની પુત્રી સાથે થઇ ગયા હતા. સમરસીંહે આ લગ્નના સાટાને એવી સરતો મંજુર રાખ્યું હતું કે કંઇ પણ ધામધુમ વીના લગ્ન કરી નાખવા. જાગીરદારને આ સરતો માન્ય રાખવી પડી હતી અને તે અનુસાર મલાડમાંના જાગીરદારના એક બંગલામાં લીલાવતીને પરણીને સમરસીંહે પોતાના પીતાપર મહાન ઉપકાર કર્યો હતો. જાગીરદારના મોટે ખાંચરેના કોઈ પણ મીત્રોને નોતરવામા આવ્યા ન્હોતા. વરરાજાનો ભવ્ય વરઘોડો નીકળ્યો ન્હોતો કે બેંડ વાજાંની ધમાલ પણ ન્હોતી. શાંતીથી જાણે કોઇ વેપારી કરાર કરતા હોય એવી રીતે બન્ને પક્ષો એ લગ્ન આટોપી નાખ્યા હતા.

જાગીરદારે સોનાના સીક્કા માટે પોતાના પુત્રને વેચવા પછી એક રાત વહી ગઇ હતી. લીલાના બાપે પોતાની દીકરી મહત્વાકાંક્ષાને વેચી હતી. કાયદાએ એ લગ્ન મજુર રાખ્યું હતુ–ધર્મગુરૂએ પરણનાં જોડાને આશીષ દીધી હતી. પણ સપ્તપદીના મંત્રો કે કાયદાની મ્હોરથી જે જીગરો એકબીજાથી હઝારો ક્રોસ દુર હતા તે જોડાઇ શકે તેમ ન્હોતું. અમરસીંહ તદન બેદરકાર અને ગુમાની જુવાન હતો. તે પોતાની જાત પરજ એટલો બધો મરી પડતો હતો કે બીજા જીગરને ચાહવાને તે નાલાયક થઇ ગયો હતો. લીલાની દશા કરૂણ હતી. તે બીજા એક યુવાનને દીલ દઈ ચુકી હતી. અને તે યુવાન કોઇજ નહીં પણ વીકાજી વકીલ હતો. તે જાણતી હતી કે તેનો પીતા તેને એક જુદી જાતિ અને જુદા ધર્મના યુવાન સાથે કદી પણ પરણાવવાનો નથી પણ દીલ દેતી વખતે કોઇ સ્નેહાળ આત્મા ન્યાત જાત અને ધર્મની દીવાલો જોય છે ખરો ? લીલાએ પોતાના હૃદયનાથને કદી પણ પોતાનો પ્રેમ જણાવ્યો ન હોતો ને વીકાજી પણ એ વાત કઇ બોલ્યો ન હતો. છતાં જ્યારે તે આવતો ત્યારનું લીલાનુ વર્તન, તેની નીચી નજર, તેનો ધ્રુજતો અવાજ તેના ગાલપર ધસી આવતી શરમની લાલી—વીગેરેથી તેની ખાત્રી થઇ ગઇ હતી કે ભાષાથી ન વર્ણવી શકાય તે કરતાં વધુ જુસ્સાથી લીલા તેને ચાહતી હતી. પણ તે તેને ચાહતો હતો ? નહીં. લીલાના પ્રેમ જેટલો તેનો પ્રેમ પ્રબળ ન હતો; નહિ તો તેણે એ સ્નેહાળ રમણીને કહી દીધું હોત કેઃ "લીલા, હું તને ચાહું છું. તું મારા હૃદયમાં જડાઇ બેઠી છે. ચાલ, નાત જાત ને ધર્મના ભેદો ભુલી જા અને

પવીત્ર પ્રેમ ધમથી મારી પત્ની થા. હું તને રાજવંશી ઠાઠમાં ન રાખી શકું. છતાં આપણે એવું પ્રેમી જીવન ગાળશું કે જેના અમીરસ આગળ જગતના તાજો તુચ્છ છે." નહીં. તેણે આવો એકરાર કર્યો ન હોતો. તેનું વર્તન પ્રેમાળ હતુ લીલા તરફની તેની નજર મદીલી હતી. તેના સમર સાથે લગ્ન થવાના છે એ બીના જાણવા છતાં વીકાજી લીલાને મળતો રહ્યો હતો. પણ તે મ્હોડેથી એક શબ્દ પણ ન બોલ્યો. પરીણામ એ આવ્યું કે લીલાને તે જેને ચાહતી ન હોતી તેને પરણવાની ફરજ પડી.

ખરી વાત એ હતી કે વીકાજી વકીલ વીચાર કરી કરીને પ્રેમની શેતરંજ ખેલી રહ્યો હતો. એક વીલાસી માણસ કોઇ પણ સુંદર રમણીની જેટલી દરકાર કરે છે તેથી તેને લીલાની ઝાઝી દરકાર ન હોતી. તેના વર્તનમાં મોહ હતો. પ્રેમ નહી. તે જાણતો હતો કે લીલા તેને અત્યંત ચાહે છે અને તેથી તેણે એવી ગણત્રી કરી કે સમરસીંહની ઠંડી બેદરકારીથી લીલા ભવીષ્યમાં તેનેજ માટે વધુ વલખાં મારતી થશે. લીલાના લગ્નથી વીકાજી પરનો તેનો પ્રેમ ઘટવાને બદલે વધશે અને વખત જતાં તે લગ્નના પવીત્ર કોલો ભુલી જઈ તેની થઇ જશે–તેમ થતાં તેને એ સુંદર રમણીનો પ્રેમ પણ મળશે અને જાગીરદારીની તીજોરીની ચાવી પણ મળશે–એવી દુષ્ટ ગણત્રી આ બદમાસે કરી હતી. લીલાના અકુદરતી અને જુલમી લગ્ન થઇ ગયાં ત્યારે વીકાજી વકીલ ઉપર જણાવેલા નીચ તર્ક વીતર્ક કરી રહયો હતો.

દીવાનખાનામાં એક ખુરશીપર સમરસીંહ બેઠો હતો. તેની બાજુમાં એક સોફાપર તેની નવ વધુ લીલાવતી નીચું જોઇ ગંભીર વદને બેઠી હતી. સમરની અરધી નજર સામેના આયનામાં પડતા પોતાના પ્રતિબીમ્બપર અને અરધી નજર તેના સસરા અને પિતા વચ્ચે થતી વેપારી વાતચીત પર હતી. તેની સ્ત્રી જેવી કોઇ વ્યકિત જીવતી છે એ બીના જાણે તદ્દન ભુલીજ ગયો હોય તેવો તેનો દેખાવ હતો. તેને આ સ્થળે આ વખતે હાજર રહેવાનું ગમતું ન્હોતું. કંટાળીને બગાસું ખાવામાં તે એટીકેટનો ભંગ સમજતો હતો એટલે આ દુ:ખદ પ્રસંગે તેનો એકલો આરામ સામેના આયનામાં પોતાનું મોઢું જોઇને મલકાવામાંજ સમાયલો હતો જરા જરા વારે પોતાના સીગારેટ કેસમાંથી સીગોરેટ કાઢી તે દીવાનખાનામાં ધુમાડાના ગોટા ફેલાવતો હતો. સીગારેટ પીવામાં તે આ વખતે અનુપમ મોજ સમજતો હતો.

તેની નજીક પણ જરા પાછળ એક સોફા પર તેની નવ વધુ બેઠી હતી તેની ભુરી આંખો, સોનેરી ચમકવાળા વાળ, અને પાતળી દેહલતાથી તે મેનકા કે ઉર્વષી જેવી લાગતી. તેના પતિની બેદરકારીએ તેના દીલમાં અત્યાર આગમજ ધીકકારની લાગણી પેદા કરી હતી. લગ્ન પ્રસંગે તેને સમર તરફથી ભેટ મળેલી વીંટી આંગળીમાંથી બ્હાર કાઢી તે વીચારગ્રસ્ત દશામાં તેની સાથે રમી રહી હતી. એ વીંટી તેને મન તેના પતીના પ્રેમની પવીત્ર નીશાની ન્હોતી. તે ચુપ બેઠી બેઠી આ વીસમી સદીના શ્રીમંતોનો તમાસો જોઇ રહી હતી. પણ જ્યારે જાગીરદાર અને લીલાના બાપ વચ્ચેના કરારોની કાયદાસર

ગોઠવણ કરવાને વીકાજી વકીલ આવ્યો ત્યારે લીલા તદન બદલાઈ ગઇ. તે બીજાઓ સાથે ધીમા અવાજે જે જે વાત કરતો તે સાંભળવાને તેના કાન આતુર થયા અને તેનું જીગર કોઈ અગમ્ય શક્તિથી ધડકી રહ્યું.

જાગીરદાર પ્રતાપસીંહ એક રાજવંશી બેઠકપર બેઠો હતો અને તેની સામેના ટેબલ પર પડેલા અનેક દસ્ત વેજો પોકાર મારતા હતા કે લીલા અને સમરના લગ્ન ધાર્મીક ન્હોતાં પણ વેપારી હતા. ટેબલ પર દસ્તાવેજો સાથે નોટોના બંડલો અને ગીનીઓની થેલીઓ હતી. આ રકમ લીલાના પીતા નવનીતરાયે જાગીરદારનું કરજ ભરવાને દાયજા તરીકે આપી હતી.

સૌથી અજાયબ જેવી વાત તો આ નવા યુગલના પીતાઓની હતી. જાગીરદાર જાણે લીલાને પોતાની પુત્ર વધું તરીકે સ્વીકારીને નવીનીતરાય પર મહાન ઉપકાર કર્યો હોય એવો દમામ બતાવી રહ્યો હતો. તેણે વાતમાંને વાતમાં પોતાના વેવાઇને જણાવી દીધું કે તેનું કુટુંબ મેવાડના સુર્યવંશી રાણાના વશથી ઉતરી આવેલું છે અને એવા કુટુંબ સાથે સબંધ થવા માટે તેણે મગરૂર થવું જોઇએ.

લીલાના બાપને આ અભીમાની જાગીરદારના દમામની લેશ માત્ર દરકારજ ન્હોતી. આ ભવ્ય દીવાનખાનામાંની સઘળી કીંમતી વસ્તુઓ તેના બેંકના ખતાં આગળ તુચ્છ તરણા જેવી હતી.

"તમારે માટે આ ધન્ય દીવસ છે, નવનીતરાય !" જાગીરદાર પોતાના જાકીટ પર લટકતા ઘડીઆળના લોકેટ સાથે રમત કરતો બોલ્યો.

"અને તમારે માટે ઘણો ભાગ્યશાળી દીવસ છે સાહેબ!" નવનીતરાય બોલ્યો અને પછી ટેબલ પાસે કેટલાક કાગળો લઇ ઉભેલા એક માણસને સંબોધી તે બોલ્યો. "મી૦ બ્રાઉન! તમે મોર્ટગેજના ખત આપી દો. મેં જાગીરદારને જે મોટી રકમો વારંવાર ધીરી છે તેની સઘળી જવાબદારીમાંથી હું તેમને મુકત કરૂં છું."

"જાગીરદાર સાહેબ!" નવનીતરાયના સોલીસીટર મી૦ બ્રાઉને પ્રતાપસીંહને કહ્યું. "હવે તમે મલબાર હીલપર સુંદર બંગલો બાંધવા માગો છો અને જે નાણાંની તગીને લીધે અધુરો રહયો છે તે તમે પુરો કરી શકશો એમ હું ઇચ્છું છું."

જાગીરદારને આ શબ્દો કડવા ઝેર જેવા લાગ્યા. પણ તે લાચાર હતો. તેને પોતાના વેવાઇના સોલીસીટરનો આ તાણો અત્યત લાગી આવ્યો અને તે કંઇક કડક જવાબ આપવાની તૈયારીમાં હતો એટલામાં સંધીવાના દરદને લીધે તેને સાંધામાં દુઃખ થવાથી તેના મુખપર દુઃખદ ગ્લાની છવાઇ ગઇ.

આ દુઃખદ પ્રકરણ લંબાવવાની હવે જરૂર નથી. કુળવાન અને શ્રીમંત ગણાતા કુટુંબોમાં સ્વાર્થ, મહત્વાકાંક્ષા અને ગરજને લીધે થતાં લગ્નનો આ નમુનો છે, એ લગ્નોમાં બે હાથ મળે છે—જીગર મળતા નથી. એ લગ્નમાં સાટાં થાય છે-પવીત્ર ધાર્મીક ક્રીયા નહીં. પણ અફસોસ! આવા ક્રૂર કરારથી જે જીગરો છુંદાઇ જાય છે, જે આશાઓ નષ્ટ થાય છે, જે મનોરથો ચીમળાઇ જાય છે તેનું શું?

લીલાવતી એક કીર્તીવંત જાગીરદારના પુત્રની પત્ની થઇ પણ તેના હૃદયમાં આજે ઉત્સાહ ન્હોતો—એની આંખોમાં મસ્તી ન્હોતી. એ કોઇ બીજાજ યુવાનની ઝંખના કરી રહી હતી—અફસોસ!



# પ્રકરણ ૧૦ મું.

## કલંકિત માયા.

કાર્તક મહિનો એટલે કરાં અને આપઘાતનો મહિનો ! પણ આગલા પ્રકરણમાં વર્ણવેલા બનાવ જેવા કેટલાક લગ્નો પણ એ મહિનામાં થાય છે. કોઇ કોઈ સ્હવારે સુર્યના તેજસ્વી કિરણો દિવસને રમ્ય બનાવે છે તો કોઇવાર કડકડતી ઠંડી પડે છે. ઠંડીના થથરાટમાં મનુષ્યની આશાઓ પણ ઠંડી થઇ જતી હતી. કુદરતના આ નાટક પરથી આપણે પણ બોધ લેવાનો છે. જીવનમાં ઘણીવાર જે ચળકાટ જણાય છે તે સ્થાયી હોતો નથી. ટાઢ અને ગરમી, તડકો ને છાંયડો, ભરતી ને ઓટ એ કુદરતના કાનુનો છે.

સમરસિંહ સાથે લીલાના અણગમતા લગ્ન થયા પછી ભાગ્યે આઠ દહાડા પસાર થયા હશે. તે સમયે રૂતુ રમ્ય હતી. પણ આજે ? અફસોસ ! કડકડતી ઠંડી ગરીબોના હાડ ધ્રુજાવી રહી હતી. શ્રીમંતો ગરમ કપડામાં લપેટાઇ હુંફ લેવાનો પ્રયત્ન કરતા હતા. રસ્તે રખડતા ભીખારીઓ પોતાના ચીથરેહાલ કપડાંને જોસથી પોતાના શરીર સાથે ચાંપી રહયાં હતાં. શિયાળો બેસી ચુકયો હતો. આ રૂતુમાં મુંબઇમાં જેવા કરૂણ દ્રશ્યો નજરે પડે છે તેવા કોઇ સ્થળે જણાતાં નથી.

સવારે સાત વાગ્યા હતા 'આ સમય પ્રાર્થના કરવાનો—પ્રભુને સંભારવાનો છે પણ ઘણા થોડા જણને બીછાનાં છોડવા ગમતાં હશે. શ્રીમંતો

તો દશ વાગ્યેજ ઉઠવામાં ધર્મ સમજે છે કારણુ કે તેમના પૈસાના જોરે તેઓ ગરીબોને મહેનત કરાવી અમન ચમન કરી શકે છે, પણુ હમણાં મુડી મજુરીની વાત જવા દો. ફોકલેંડ રોડપર, પ્રિય વાંચનાર ! જરા નજર ફેંક. બે યુવાનો રાતે પીધેલા દારૂની કેફની થોડી ઘણી અસર અને ઉજાગરો નાબુદ કરવાને એક હોટલમાં કોફી પીતા બેઠા છે. એ કોઈજ નહિ પણુ જગતકુમાર અને લલિતકુમાર ! એકનું ઘર કયાં હતું તે કોઇ જાણુતું ન્હોતું. બીજો શ્રીમંત બાપનો વારસો મેળવી તે ફના કરવા તૈયાર થયો હતો. રાતે બંને અનેક વેસ્યાઓને ત્યાં રખડયા હતા અને દરેકને થોડાક રૂપાંના સીકકા આપી પોતાની માશુકોની સંખ્યા વધારી આવ્યા હતા—કોફી પી બંને હાથમાં હાથ મીલાવી રસ્તા પર ઉતર્યા. લલિતને પૈસાની દરકારજ ન હતી તેના કંજુસ બાપે જો પ્રથમથી તેને થોડા થોડા પૈસા આપ્યા હોત તો તે કઇક સારો થાત. પણુ એક એક રૂપિયા માટે ટળવળેલા લલિતના હાથમાં લાખો રૂપીયા આવી પડતાં તે છેક સ્વચ્છંદી અને ઉડાઉ બની ગયો હતો. આવા બેજવાબદાર યુવાનને ખરાબ સોબત થતાં પણુ વાર લાગતી નથી. લલિતને મધમાખની પેઠે ચુસી ખાનારા અનેક મિત્રો હતા.

"કેમ દોસ્ત ! મુંબઇની મોજ જોઇ ? આજની રાત કેવા રંગરાગમાં પસાર થઇ ?"

"ખરેખર આવી રાત મેં કદી પસાર કરી નથી. પણુ સહવારે માથુ દુખતું ન હોત તો સારૂં—"

"ગાંડા !—" જગત હસીને બોલ્યો: "તારૂં માથું દુઃખે છે કારણ કે તું એકજ જાતનો દારૂ પીતો નથી. બ્રાન્ડી પછી વ્હીસ્કી ને વ્હીસ્કી પછી રમ એમ ગમે તે જાત પીતો ફરે પછી માથું દુખે તેમાં નવાઇ ?"

"હું ઘેર જઇ એક બે કલાક સુઇ જઇશ.' લલીને બગાસાં ખાતાં કહ્યું: "તું અગીઆર વાગે મારે ઘેર જમવા આવશે ?"

"કદાચ આવીશ, લલીત ! તે દરમીઆન હું રજા લઇશ. મારે આ બાજુ એક કામ છે.'

બને મિત્રો પછી જુદા પડયા. લલીત વીકટોરીઆ લઇ સેંડ હરસ્ટ રોડ ગયો અને જગતકુમારે બીજી ગાડી બોલાવી ડ્રાઇવરને ગીરગામ જવાનો હુકમ કર્યો.

પ્રીય વાંચનાર, જગતકુમાર જાય તે પહેલાં આપણે ગીરગામમાં મ્હાલી ડોશીને ઘેર જઇ પહોંચીએ. મ્હાલી ડોશીની માલીકીનું એક ત્રણ માળનુ ઘર ગીરગામ બેકરોડ પર આવેલું હતું. તેમાં મોટે ભાગે વેશ્યાઓ, મવાલીઓ અને પુરીપકોડી વેચનારા ભઇયાઓ રહેતા હતા. બીજે માળે મ્હાલી ડોશી રહેતી હતી. એ માળ પર છ ઓરડા હતા. જેમાંના ત્રણમાં મ્હાલી ડોશીની "વેપારી ઓફીસો" આવેલી હતી. બીજા ત્રણમાં તે પોતે રહેતી હતી. આજ મકાનમાં માયાને લાવવામાં આવી હતી. માયા કયારની જાગ્રત થઇ હતી અને નાહી ધોઇ ચોટલો ઓળતી હતી. તે આયનાની સામે એક ખુરશી પર

બેઠી હતી પણ તેની હીલચાલ ચાવી આપેલા પુતળા જેવીજ હતી. તેની સુંદર કાળી વીશાળ આંખો રડીરડીને ઉંડી ઉતરી ગઇ હતી, તેનો ભયંકર છળ થયો હતો. એ બીચારી નાદાન બાળા સાથે નીચમાં નીચ દગાબાજી ચાલી હતી. મહમદહુસેને તેની સાથે કરેલી મીઠી મીઠી વાતો તથા મ્હાલી ડોશીની સમજાવટને માયાએ ધીક્કારી કાઢવાથી તેની સાથે નીચ દગો કરીને તેને કલંકીત કરવામાં આવી હતી અમે એ નીચ બનાવ વીષે કંઇ લખવા માગતા નથી. એટલુંજ કહેવું પુરતું છે કે એક રાતે તેને પાણી સાથે કંઇ કેફી ચીજ પાઇ દેવામાં આવી હતી જેથી તે બેભાન થઇ પડી હતી. અફસોસ! એવી બેભાન દશામાં એ ભોળી, નિરાધાર અને નિર્દોષ યુવતીનું શિયળ ભ્રષ્ટ થયું હતું!

આ પાપી કૃત્ય થયાં પછી ચાર દીવસ વહી ગયા હતા. તે પછી તે બેબાકળી થઇ ગઇ હતી. તેના દુઃખનો—તેના શોકનો પાર ન્હોતો. પોતાની કરૂણ હાલત પર તે વિચાર કરી રહી હતી અને તે હતાશ, નિરાશ, ભગ્નાશ થઇ ગઇ હતી.

ચોટલો વાળી તે બારી આગળ જઇ ઉભી અને નિરાશ દુઃખી નયને આમતેમ જોઇ રહી. આ વખતે બદમાશ મ્હાલી ડોશી તેની પાસે આવી બોલીઃ "કેમ દીકરી! કેમ છે? તું શા માટે આવી દુઃખી રહે છે? તારા શેઠ તને કેટલા ચાહે છે તેની તને ખબર છે? તે તને રાજાની રાણી બનાવશે રાણી જરા ડાહી થઇ જા દીકરી!—"

"બસ કરો. મહેરબાની કરી મને ના સતાવો. ઓ પ્રભુ!" કહી તે ઝારઝાર રડી પડી.

"છાની રહે ગાંડી! છાની રહે. શા માટે તું દુઃખી થાય છે? હું તારૂં કલ્યાણ કરવાજ માગું છું. તું શા માટે નાસી જવા માગે છે? શા માટે અહિં તને કેદ કરી રાખવાની મને ફરજ પાડે છે? તુ પાછી કંગાળ ગરીબીની ખાઈમાં જવા માગે છે?" ડોશી તેને પટાવતી બોલી.

"મારી મા?..." માયા બબડી; "નહિ, નહિ, હવે હું તેને મારૂં કાળું મ્હોં બતાવી શકીશ નહિ, તેના પ્રેમને હું પાત્ર રહી નથી. ત્રીભુવનને ખાતર પણ હું તેને મારા કલંકથી વાકેફ થવા દેવા માગતી નથી. એ વાત સાંભળતાંજ તે મરી જશે. નહિ, નહિ, હું મારી મા પાસે જવાની નથી...મને નિર્દોષ અને નિષ્કલંક માનીને તે મને વ્હાલથી ભેટી પડશે, પણ નહી. મારાથી એ જોવાશે નહી. મારી માનો ખ્યાલ—એને મળવાનો ખ્યાલ મને પાગલ કરી નાખશે." આટલું કહી એક આરામ ખુરશી પર પડી તે પોકેપોક રડવા લાગી.

"શાંત થા માયા! હું તારી સાથે અગત્યની વાત કરવા માંગું છું." તેના માથા પર હાથ ફેરવતી નીચ મ્હાલી ડોશીએ કહયું.

"મને અડક ના—" એકદમ સીંહણ જેવો બરાડો પાડી માયા ગુસ્સાથી બોલી.

"તું મને દીવાની કરી નાખવા માગે છે? તું શા માટે મને સતાવવા આવે છે? પડતાંને પાટું મારવામાં તને એ ઘડીની મોજ

મળે છે? ઓ પ્રભુ! મને છેલ્લા દશ દીવસમાં કેવા કેવા દુખો ભોગવવા પડયા. આ નરકસ્થાનમાંથી મને કોણુ છોડાવશે ? આ ભયંકર ઘરમાં પગ મુગતાંજ મારી આંખો પરનો બુરખો પડી ગયો છે અને દુનીયાને તેની ભયાનક દશામાં–હું જોઇ શકું છું, એ નીચ, દગાબાજ, પાજી દુનીઆને હું ભોળી સુંદર અને સ્નેહાળ માનતી હતી. પણ નહી. દુનીયામાં મનુષ્યત્વ નથી–દયા નથી ફકત છે નીચતા અને દગાબાજી— ડોશીમા! તમે મને અહીંથી જવા દેશો ? હું તમારો આભાર માનીશ— આશીષ દઇશ. હું પ્રભુના કસમથી કહું છું કે જો તમે મને જવા દેશો તો આ સ્થળે મારી સાથે જે દગાબાજી થઇ છે તેની વાત હું કોઇને કહીશ નહી. હું તમને ઉઘાડા પાડીશ નહીં મારી સઘળી કથની હું મારા જીગરમાં દાબી દઇશ. પણુ પ્રભુને ખાતર મને જવા દો. હું તમને માફ કરીશ --હું તમારો આભાર માનીશ. હું ખોળો પાથરી, પગે પડી ગાગી લઉં છું કે મને જવા દો–મને જવા દો–" એક પળ પહેલાંનો મ્હાલી ડોશી તરફનો ધિક્કાર ભુલી જઇ નિરાધાર માયા તેને પગે લાગી.

" તું કયાં જશે દીકરી ?" મીજાજને જેમ તેમ કાબુમાં રાખી મ્હાલી ડોશી બોલી; "તું મુબઇમાં શી રીતે ગુજરાન કરી શકશે ? તું ભુખે મરશે. ભુખમાં અને ઠંડીમાં મરી જશે. "

"અહિં રહેવા કરતાં મોત હજાર દરજ્જે સારૂં છે..." જુસ્સાથી માયા બોલી; "મને જવા દેવાની હું તમને પગે લાગીને અરજ કરૂં છું પણુ જો તમે નહિં માનશો તો યાદ રાખજો કે આ

## શયતાનનુ ચક્કર.



માયા આ નર્કસ્થાનમાંથી છૂટવાને દેવીની પ્રાર્થના કરવા લાગી. (પા. ૮૬)

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ, કોટ, મુંબઈ.

નીચ નર્કસ્થાનમાંથી નાસી જવા માટે હું આકાશપાતાળ એક કરી નાખીશ."

"એમ! તારા માથામાં હજુ આટલી બધી રાઇ છે?..." ડોશીનો મીજાજ ફાટયો: "સાંભળ માયા! તું નાહક ધમપછાડા કરી રહી છે. તારા જેવી ઘણી છોકરી મેં જોઇ છે અને તે બધી મારે ઘેર ગરીબ ગાય જેવી થઇ ગઇ છે. એક પણ ચીસ પાડ ને તરતજ તારા સુંદર મ્હોમાં ડુચો મારવામાં આવશે. નાસી જવાને એક ડગલું ભરશે તો તારા હાથ પગ બાંધવામાં આવશે અને તને એક અંધારી કોટડીમાં કેદ કરવામાં આવશે. આ ઘરમાં નીતી ને પવિત્રતાની વાત કરવાની નથી. તું કેટલી પવિત્ર છે તે હું સારી પેઠે જાણું છું."

"બદમાશ બલા! હું દગાથી કલંકીત થઇ છું પણ મારો આત્મા નીષ્કલંક છે."

"એ કોઇ ધર્મના પુતળાને સંભળાવજે. મારે તારા ઉપદેશની જરૂર નથી." કહી મ્હાલી ડોશીએ માયાની કોમળ મૃણાલ જેવી કાંડી એવા જોસથી પકડી કે માયાથી એક કારમી ચીસ પડાઇ ગઇ.

એજ પળે તે ઓરડાનું બારણું અચાનક ખુલી ગયું અને જગતકુમાર ઓરડામાં ધસી આવ્યો. મ્હાલી ડોશીએ તેને જોતાંજ માયાનો હાથ છોડી દીધો અને તે જગતને જોઇ મુઝાઇ ગઇ—જરા ડરી પણ ખરી. માયા એકદમ જગતની પાસે જઇ કરૂણ સ્વરે બોલી:

" મને બચાવો–બચાવો. આ બદમાસ ડોશીથી મને બચાવો. મારા પર દયા કરો."

" આનો અર્થ શો ?" સખત નજરે મ્હાલી ડોશી તરફ જોઇ જગત બોલ્યો.

" સાહેબ ! આ બદમાસ બલા મને ફસાવી લાવી છે. નીચ દગાબાજીથી મને કલંકીત કરી હવે તે———"

માયા બબડી.

" ઓહ ! વાત એટલે સુધી વધી છે ? ગભરા ના. હું તો બચાવીશ. મ્હાલી ડોશી ! ચાલી જા અહિંથી—

" પણ આવી રીતે વચ્ચે પડવું—" ડોશી ગણગણી.

" કાળું કર તારૂં—" તે બરાડયો અને ડોશી પાસે જઇ ધીમે સ્વરે તેના કાનમાં તેણે કહ્યું: "હું તને આ ઓરડો છોડી જવાનો હુકમ કરૂં છું. તારા સોગન યાદ કર."

આ શબ્દોની વીજળીક અસર થઇ. બદમાસ બલાનું મ્હો મોત જેવું ફીકું થઇ ગયું. તેના હોઠ ધ્રુજી ગયા અને તે માયા ને જગત-કુમારને એકલાં છોડી ત્યાંથી ચાલી ગઇ.



# પ્રકરણ ૧૧ મું.

## મ્હાલી ડોશી ને મહમદ હુશેન.

મ્હાલી ડોશીને માયાના ઓરડામાં જગત કુમારને છોડી લાચારીથી છોડી ચાલી જવું પડયું તે તેથી મનમાં ને મનમાં બળી જઇને પોતાના ઓરડામાં ગઇ. તે જગતકુમાર પર વેર લેવાને આતુર બની હતી પણ પોતાનો ગુસ્સો બહાર પાડી શકી નહી તેથી તેના મગજની વરાળ ઓર વધી પડી. "તારા સોગન યાદ રાખ." ભેદી રીતે, ધીમા સ્વરે પણ સત્તાથી બોલાયલા આ શબ્દોની તેના પર જાદુઇ અસર થઇ હતી. એ શબ્દોએ તેને ઉપરથી શાન્ત અને તાબેદાર બનાવી દીધી હતી પણ તેના જીગરનો ક્રોધ તેથી ઓછો થયો ન હતો. સંજોગોને લીધે જગતકુમારની આપખુદ સત્તા માનવાની તેને ફરજ પડી. તે સામે થવાની હીમત કરી શકી નહી પણ જગતના હુકમને તાબે થવાની પડેલી જરૂરથી તેના હૃદયનો જવાળામુખી વધુ પ્રજવલીત થયો અને તેની નીરાશામાં વધુ કડવાશ આવી.

તે તેના ઓરડામાં ગઇ તો ત્યાં તેને માટે નવીજ બલા તૈયાર થઇ હતી. તેને જોતાંજ એક સોફા પર જેમ તેમ બેસી રહેલો મહમદ હુસેન ઉભો થઇ બોલ્યોઃ

"કેમ ડોશી! પેલીનો મીજાજ ઠેકાણે આવ્યો કે નહી? હવે તે મારો સત્કાર કરવાને તૈયાર છે કે નહી?"

"એ ડાકણ મારા ઘરમાં ન આવી હેત તે સારૂં થાત—" ગુસ્સો અને ક્રોધથી લાલ થયેલા મ્હોડે મ્હાલી ડોશીએ જવાબ વાળ્યો.

"ત્યારે તને આજે બસો રૂપીયા મળશે નહિં સમજી ડોશી!" સખ્ત અવાજે મ્હાલી ડોશી તરફ ડોળા કાઢી મહમ્મદ હુસેન બોલ્યો. "મારી વાત સાંભળી લે. અત્યાર સુધીમાં તેં અનેક આવાં કામો મારે માટે પાનને ચુનો લગાડતામાં કરી નાખ્યા છે. કદી પણ તને નિરાશા મળી ન્હોતી. પણ જ્યારે હું મહોબત શી ચીજ છે તે સમજવા લાગ્યો છું, જે જન્નતની હુર પાછળ હું શયદા થયો છું, ત્યારે તું મારા તરફ બેદરકારી બતાવે છે. દશ દિવસથી એ છોકરી આ મકાનમાં આવી છે. પહેલા છ દિવસ મેં નીષ્ફળ આજીજી અને કાકલુદીમાં ગુમાવ્યા પણ તે માની નહીં. તેણે મને ગાળો દીધી. મને તેને છોડી દેવા માટે વિનંતી કરી–તે રોઇ કકળી અને આખરે ચાર દિવસ પહેલાં મારે તેની સાથે નીચ દગલબાજી કરવી પડી. શા માટે? કારણ કે તેં મને જુઠી ખાત્રી આપી હતી કે તેને ઠેકાણે આવતાં થોડાક દિવસ જોઇશે. આ બધી વાત અગાઉના બનાવો જેવી નથી. એટલે મને તારા પર હવે ભરોસો આવતો નથી."

"જનાબ! તમારો આરોપ પાયા વીનાનો છે." મ્હાલી ડોશી ગુસ્સે થઇ બરાડી.

"નહીં, એ આરોપ તદન સાચો છે. હું તને આજે સાચેસાચી વાત કહી દઉં છું. મને તારા પર અવિશ્વાસ આવવા લાગ્યો છે અને યાદ રાખજે કે તારી દગાબાજી માટે હું તને કડકમાં કડક સજા

કરીશ. અત્યાર સુધી મારી લાગવગથી અને મારી મહેરબાનીથી તું તારા નીચ ધંધામાં સલામત રહી છે પણ તું મને છેતરે છે એવી મારી ખાત્રી થતાંજ પોલીસ કોનસ્ટેબલોની ફોજ તારા ઘરમાં મહેમાન થઇ આવશે અને તું જોતજોતામાં વગર ભાડાની કોટડીમાં ચાંચડ મારવા જશે." મહમદ હુસેનની આ ધમકીની આબાદ અસર થઇ. મ્હાલી ડોશીના મ્હોં પરનો ગુસ્સો હવામાં ઉડી ગયો અને તેની જગ્યા બીકની લાગણીએ લીધી. તેની નજર સામે ભયંકર કેદખાનું તરવરવા લાગ્યું.

"સાહેબ! સાહેબ! આ શું બોલો છો? તમે મને આવી ધમકી આપશો તો મારું કોણ બેલી થશે? હું સમજાવી સમજાવીને થાકી જાઉં છતાં એ બદમાસ છોકરી ન સમજે તેમાં મારો શો વાંક? હું તેને તમારી સાથે અમનચમનમાં રહેવાની, ગાડી ઘોડે ફરવાની અને બાગ બગીચાવાળા બંગલામાં મહાલવાની વાત કરું છું ત્યારે તે મારું અપમાન કરે છે-મને ગાળો દે છે અને કોઇ કોઈ વાર મને મારવા ધસી આવે છે."

"ત્યારે મને તેની પાસે જવા દે અને મારી ચાલાકીથી તેને વશ કરવા દે-" આટલું કહી મહમદ તરત ઉભો થયો અને જે ઓરડામાં માયાને રાખવામાં આવી હતી તે તરફ ચાર પાંચ ડગલાં ચાલી ગયો.

"નહી નહી ત્યાં ન જતા -" એકદમ તેની પાસે દોડી જઇ તેનો હાથ પકડી ડોશી બોલી.

"શું ? તું મને તેની પાસે જવાની ના પાડે છે? શા માટે?" મ્હાલી ડોશીની આંખમાં તીક્ષ્ણ નજર પરોવી ગુસ્સાથી તે બોલ્યો. ડોશી થરથર ધ્રુજી રહી હતી. તેની દશા સુડી વચ્ચેના સોપારી જેવી હતી. "સમજ્યો! બદમાશ ડોકરી! તારી દગાબાજી હું સમજી ગયો! તારો દેખાવજ તારી દગાબાજી પુરવાર કરે છે. નહિં. તારે કંઇ બોલવાની જરૂર નથી. સીધી સાદી વાત છે. જે છોકરીને તું હઠીલી અને દુરાગ્રહી કહે છે તે અત્યાર આગમચ આ ઘરના રીત રીવાજથી એવી ટેવાઇ ગઇ છે કે અત્યારે પણ તે કોઇ બીજા શખ્સ સાથે નાજ નખરાં કરી રહી છે. જ્યારે મેં તેને માટે પાણી પેઠે પૈસા વેર્યા હતા છતાં તું મને તેની પાસે જવા દેતી નથી તું એમ ધારતી હશે કે બીજા આઠ દહાડા જતાં મારી અમીરાઇ એટલી વધી જશે કે જેથી હું તારૂં ઇનામ બેવડું કરીને માયાને મેળવવાને કબુલ થઇશ; પણ તારી ભુલ થાય છે ડોકરી! મારી અમીરાઇ વધતાં મારી ઉદારતા ઘટતી જાય છે સમજી?" પુનઃ તે માયાના ઓરડા તરફ જવા લાગ્યો. પણ મ્હાલી ડોશીએ હાથ જોડી તેને અટકાવ્યો. "નહી સાહેબ નહી! પ્રભુને ખાતર અત્યારે એ છોકરીના ઓરડામાં ના જતા—"

"ત્યારે ક્યારે જાઉં? મારો ભાગ્યશાળી હરીફ ચાલ્યો જાય ત્યારે? આ છોકરી માટે મેં તને અત્યાર અગાઉ પાંચસો રૂપીયા આપ્યા છે—"

"હું તમને હમણાંજ એ રૂપીયા પાછા આપું છું. મારે એક પાઇ પણ જોઇતી નથી. તમે મને અન્યાય કરો છો સાહેબ! આવો, આજ પળે તમારા રૂપીઆ લઇ લો—" મ્હાલી ડોશી ડરીને બોલી.

"મને પૈસા નથી જોઇતા. મારે તો તને સજા કરવી છે. મને ના અટકાવ બદમાસ! હું માયાના રૂમમાં જઇશ. એટલુજ નહી પણ તેના આશકનાં હાડકા ખાખરાં કરી નાખીશ અને એ બદમાસ છોકરાને પતીવ્રત ધર્મ વીષે એક મોટું ભાષણ સંભળાવીશ!—" મહમદ હુસેન દાંત કચકચાવતો બોલ્યો. ડોશીની હીંમત વંટોળીઆમા સપડાયલા વૃક્ષના પાંદડા જેવી થઇ ગઇ.

"મહમદહુસેન! મારા મહેરબાન શેઠ સાહેબ! મેં તમને કદી છેતર્યા નથી. અત્યારે જો તમે તેના ઓરડામાં જશો તો તમારા જાનનું જોખમ થશે." ડોશી ધ્રુજતા હોઠોએ આટલા શબ્દો જેમતેમ બોલી શકી.

"માયા એકલી મારો જાન લઇ શકે એવી ભયકર નથી. હું તેના અઓડામાંના ચીપીઆ કે સાડીની પીનથી મરી જવાનો નથી ડોશીમા—" મશ્કરી ઉડાવતો મહમદ હુસેન ભયકર વ્યંગથી બોલ્યો.

"જરા મારી વાત સાંભળી લો. હું તમારી ખાત્રી કરી આપીશ કે હું તમને છેતરતી નથી. તમારી બધી શકા ખોટી છે. તમે બધા કરતાં મને વધુ પૈસા આપો છો—" ડોશી બોલી.

"હા. પણ મારા કરતાં વધુ પૈસા આપનાર મળે તો તેને મારૂં ગુલગુલ આપી દેતાં તું તારા કલેજામાં કાણું પડે એમ નથી. હશે. તારો ખુલાસો સાંભળવાને હું તૈયાર છું. યાદ રાખજે કે હું તારી મીઠી મીઠી વાતોથી છેતરવાનો નથી. જો તારી વાતની સત્યતા વિષે

મારી ખાત્રી નહિં થશે તો એક કલાકમાં તું પોલીસને હાથે ગીરફતાર થશે-" આટલું કહી તે ડોશીની સાથે ઓરડામાં ગયો અને એક ખુરશી પર બેસી બોલ્યો:

"માયા સાથે હમણાં કોઇ માણસ છે તેની તું ના પાડે છે?"

"નહિં. હું ના પાડતી નથી. મારાથી ના પડાય તેમ પણ નથી. પણ તે તેનો આશક નથી-તમારો પ્રતિસ્પર્ધી નથી-તમારે તેને હરીફ માનવાની જરૂર નથી—"

"બદમાશ ડોકરી! ત્યારે એ સખસ કોણ છે કે જે હમણાં મારી માયા સાથે તે ઓરડામાં છુપાયો છે? તે તેનો બાપ છે? ભાઇ છે? સગો છો?—" મહમ્મદહુસેને ગુસ્સે થઇ અનેક પ્રશ્નો પુછ્યા.

"નહિં. તે તેનો સગો નથી." તેનામાં જુઠું કહેવાની હિમ્મત ન્હોતી અને તે તદન સત્ય હકીકત પણ કહી શકે તેમ ન્હોતું: "એક પળ મારી વાત સાંભળી લો. જે દીવસે માયા આંટરોડ સ્ટેશન પર ઉતરી ત્યારે તમારી સાથે એક મીત્ર હતો—"

"હા-જગતકુમાર! વારૂ તેનું શુ?—"

"જગતકુમાર માયા પર મોહી પડયા છે અને તેમણે મને ચીઠી લખી માયા તેનેજ માટે રાખવાનો તથા તમારી યોજના તોડી નાખવાનો હુકમ કર્યો હતો. મેં તમને છેતર્યા છે? નહી આજેજ સહવારે માયાની આગળ હું તમારી પ્રશંસા કરતી હતી ત્યારે જગત

કુમાર એકદમ ઓરડામાં ધસી આવ્યો અને મને બહાર કાઢી મૂક્યા—" ડોશીએ ખુલાસો કર્યો.

"અજબ જેવી વાત છે. એ જગતકુમાર ઘણો ઉદ્ધત અને ચાલાક માણસ છે પણ તું તારા ઘરની માલીક નથી?"

"નહી! સાહેબ! જેવી ધમકી તમે આપો છો તેવીજ ધમકીનો જગતકુમાર અમલ કરી શકે છે. હું બાઈ માણસ પડી. મારાથી એવા મોટા માણસ સાથે વેર કેમ થાય?"

"એનો નીકાલ હું કરીશ. એ બદમાસ પ્રથમથીજ મને ગમતો ન હોતો. એને હુકમ કરવાની અને દાદા થવાની ટેવ છે પણ હું એને બરાબર સ્વાદ ચખાડીશ." એમ કહી તે માયાના ઓરડા આગળ ગયો અને બારણું ઠોકવા જતો હતો એવામાં મ્હાલી ડોશીએ તેનો હાથ પકડી તેના કાનમાં કહ્યું; "સાવધાન મહમદહુસેન! એ બદમાસનો બદમાસ છે. તમે ઘણા બહાદુર છો છતાં એની સાથે બાથ ભીડવી તે મોતને આમંત્રણ કરવા બરાબર છે."

મહમ્મદહુસેને પાછા ફરી મ્હાલી ડોશીનો ભયભીત ચહેરો જોયો. તે બહાદુર હતો. આવી ધમકીથી ડરે એવો ન્હોતો પણ જે ભેદભરી રીતે મ્હાલી ડોશી એ શબ્દો બોલી હતી તેની તેના પર ઉંડી અસર થઈ.

"મ્હાલી ડોશી! આ બધા ઘોટાળામાં કંઈ કાળો ભેદ જણાય છે." તે ધીમા અવાજે બોલ્યો; "જગતકુમાર કોણ છે કે જેનાથી તું

આટલી બધી ડરે છે! બોલ, આ વાત ઘણીજ ગંભીર છે. તું સાચું બોલશે તોજ હું તને જવા દઇશ."

"સાચી વાત! કહું! ઓ રામ! હું શું કરૂં!–" મ્હાલી ડોશીના મનની દશા વિચિત્ર થઇ પડી.

"જહાનમમાં ગયા એ સોગન! મારે મારી જાત બચાવવીજ જોઇએ—" ડોશી મનમાં બબડી અને મહમદ તરફ જોઇ બોલી: "તમે ધારો તો એક કલાકમાં તમારા હરીફને ઉમરખાડી મોકલી શકો——"

"કેવી રીતે?——"

"જાઓ, પોલીસ સ્ટેશન પર જઇ કોનસ્ટેબલોની એક ટુકડી લઇ આવો—એને ગીરફતાર કરવાની જવાબદારી તમારે માથે લો—"

"તું મને વાતમાં રોકી રાખી મારા હરીફને સલામત છટકી જવા દેવા માગે છે" મહમદહુસેન અત્યંત ગુસ્સાથી બોલ્યો.

"નહિ. હું કસમથી કહું છું કે એને ગીરફતાર કરાવવાને હું તૈયાર છું."

"પણ કયા આરોપ માટે! ખુન, ચોરી, ફોર્જરી, ધાડ કે શું—"

"ગમે તે—બધા-પહેલા એને પરહેજ થવા દો—એને હાથ કડી પહેરાવો–પછી મને એ કોણ છે તે જાહેર કરવાને માજીસ્ટ્રેટ સમક્ષ બોલાવજો——"

"હમણાંજ કેમ કહી દેતી નથી?—"

"નહી. નહી. મારી સલાહ માનો મહમદહુસેન—"

"જે માણસની વીરૂધ હું કંઇપણ જાણતો નથી તેને આવી બેદી અને દગાભરી રીતે કેદ કરવો ! તું એકરાર કરે તે પહેલાં તેને શા માટે કેદમાં જોવા માગે છે ?"

"કારણ કે એને પોલીસને હવાલે કરનાર કોઇ પણ મદદગારને મારી અને બદલો આપવાનું જાહેર થયલું છે."

"હવે મને ચીંતા લાગતી નથી. આ બનવમાંથી ગમે તેવું પરીણામ આવશે તો હું તારૂં રક્ષણ કરીશ. થોડીજ વારમાં હું કોન-સ્ટેબલોને લઇ આવી પહોંચું છું.'

"વારૂ, પણ જો મહાલી ડોશી ! હું પોલીસ સ્ટેશન પર નથી જતો. હું ચીઠી લખી આપું છું તે લઇ તારા નોકરને ઇનસ્પેકટર પાસે મોકલ. સાહેબ મને ઓળખે છે. હું એ મારા બદમાસ હરીફને છટકવાની તક આપવા માગતો નથી. જો એ બદમાસ મારી માયાને લઈ જશે તો હું તેને ફાંસીને માંચડે મોકલીશ—" મહમ્મદહુસેન એક નવો વિચાર આવવાથી બોલ્યો.

"જેવી તમારી મરજી સાહેબ !" એમ કહી મ્હાલી ડોશી માયાવાળા ઓરડા આગળ ગઇ અને ધીમેથી તે ઓરડાને તાળું મારી થોડીવાર બારણા આગળ કાન માંડી કંઇ ન સંભળાવાથી પાછી પોતાના દિવાનખાનામાં ચાલી આવી.

"તું તાળું મારી આવી ?"

" હા."

" તેઓ શી વાતચીત કરે છે ?"

" મેં સાંભળવાની કોશેષ કરી પણ એક બોલ પણ સાંભળી શકી નહિ."

" કંઇ ફીકર નહિ." કહી આવેશમાં ને આવેશમાં મહમ્મદહુસેન ઓરડામાં આંટા મારવા લાગ્યો. પછી તેણે એક ચીઠ્ઠી લખી અને તે મ્હાલી ડોશીના નોકરને આપી પોલીસ સ્ટેશન પર રવાના કરી દીધી.

પ્રીય વાંચનાર ! જગતકુમારના રક્ષણમાં પડેલી માયાનું શુ થયું ? મહાલી ડોશીએ મહમદ હુસેનની લાગવગથી બોલાવેલી પોલીસે શું કર્યું ! માયાના પ્રેમને માટે ટળવળતા આ બે ભયંકર હરીફો વચ્ચે કેવો રંગ ઝામ્યો ? ઓરડામાં કેદ પુરાયલાં જગતકુમાર અને માયાની શી વલે થઇ ?



# પ્રકરણ ૧૨ મું.

## ભયંકર સાહસ.

મહમદ હુસેન અને મ્હાલી ડોશીને છોડી આપણે હવે માયા અને જગત કુમારની મુલાકાત લઈશું. મ્હાલી ડોશી ચાલી ગયા પછી જગત કુમારને હાતે પોતાનું રક્ષણ થવાથી માયા એટલી બધી આભારવશ થઈ ગઇ કે જો જગત કુમારે તેને પોતાના હાથ પર ઝીલી લીધી ન હોત તો તે જમીન પર પડી જાત. દીવસોના ત્રાસથી ત્રાસી ગયલી માયાને જગતકુમાર દેવ જેવો લાગ્યો હતો તેણે માયાને વ્હાલથી ડરેસીંગ ટેબલની નજીકની ખુરસીપર બેસાડી અને તેનો હાથ પોતાના હાથમાં લઇ તે બાજુની ખુરસી પર બેઠો.

માયાને જે ઓરડામાં રાખવામાં આવી હતી તેમાં વીલાસી સામગ્રીઓ ઓછી હતી છતાં તેનો દેખાવ છેક કંગાળ ન હતો. એક આરામ ખુરશી, એક ડરેસીંગ ખુરશી, બે ચાર બેન્ટ વુડની ખુરશીઓ, એક લોખડનો પલંગ વીગેરે ફરનીચર એ ઓરડામાં હતું. માયાની આંખો બંધ હતી. તે મ્હાલી ડોશીના પંઝામાંથી છુટશે એવા ખ્યાલે તે એક રીતે હર્ષ ઘેલી જેવી થઇ ગઇ હતી. તેની આંખો બંધ અને તે જરા મુશ્કેલીથી દમ લેતી હતી. મ્હાલી ડોસી સાથેની મારામારીથી એ બીચારી થાકી ગઇ હતી. જગતે એક માટલામાંથી એક ગ્લાસ ભરી તેને જરા પાણી પાયું. માયા એક ઘુંટડો પાણી પી ગઇ અને તેનામાં જરા ચેતન આવ્યું. તેના ફીકા ગાલ પર

રતાસ આવવા લાગી પછી આસપાસ એક નજર નાખી તે લાગણી પર કાબુ નહી રહેવાથી બચ્ચાં પેઠે રોવા લાગી.

જગત કુમાર સ્વસ્થ અને શાંત બેસી રહ્યો. માયાના વીલાપથી તેની છાતીને એવું દુઃખ થયું હતું કે તેને અગાઉ ન થયલી લાગણી થવા લાગી. આ યુવાન કન્યા માટે તેના હૃદયમાં ગંભીર શોકજનક લાગણી પેદા થઇ. માયા જુલમથી ચગદાઈ ગઈ હતી—તેને દગાથી કલંકિત કરવામાં આવી હતી—જગત કુમાર પોતે નીચ, દગાબાજ, અને સ્વચ્છંદ વીલાસી હતો છતાં તેને આ પળે લાગ્યું કે આવી જાદુભરી ખુબસુરતીવાળી રમણી સાથે ઘર સંસાર માંડવામાં કેટલો આનંદ હશે! માયા ભ્રષ્ટ થઇ છે એવી તેને ખબર હતી છતાં તેના મોહક વદન પર હજુ એવી નિર્દોષતા અને સરળતા તરવરી રહી હતી કે માયાના ગાલ પર કમળ પત્ર પર જલ બીંદુ જેવા અશ્રુ બીંદુ જોઇને તેના જીગરમાં કોઇક પ્રબળ અનિર્વચનીય ભાવના પેદા થઇ. આટલા પ્રેમથી તેણે આજ સુધી કોઇ પણ રમણીને ચાહી ન્હોતી માયાને જોતાંજ "સંસાર" "ઘર" "પત્ની" "બચ્ચાં" એ નામની કંઇક બેમુલ ચીજો દુનીઆમાં છે તેનું તેને ભાન આવ્યું.

કેટલીક મીનીટ તે ઓરડામાં મૌન છવાઇ રહ્યું. માયાએ રડી રડીને પોતાની છાતી હલકી કરી અને જગત કુમાર તેને એકી ટસે જોતો બેસી રહ્યો. જગત વધુવાર શાંત રહી શકયો નહી. તે માયાનો હાથ વ્હાલથી પકડી ચુમી લઇ બોલ્યો. "વ્હાલી! હું તને બચાવીશ હું તને ચાહીશ."

માયા ચમકી તેના વદન પર અજાયબી અને ગુસ્સાની ભાવના છવાઇ ગઇ. પણ જગને માન સહીત તેનો હાથ છોડી દીધો એટલે માયા શાંત થઇ બોલીઃ

"મારા તરફની તમારી લાગણી અને ઉદારતા માટે હું તમારો અંતઃકરણપુર્વક આભાર માનું છુ. ભાઇ! મહેરબાની કરી આ નર્ક સ્થાનમથી હું સલામત જગ્યાએ જાઉં ત્યાંસુધી મારૂં રક્ષણ કરજો."

"હું તમને પાછો મ્હાલી ડોશીના હાથમાં સોંપી જઇશ એવી બીક રાખશો નહી." જગત કુમારે જવાબ આપ્યોઃ "મારા બોલ જરા અયોગ્ય લાગે તો મને માફ કરજો પણ હું તમારૂં કલ્યાણ કરવા માટે ગમે તે કરવાને તૈયાર છું એવી તમને ખાત્રી આપું છું બોલો, તમે આ ઘર છોડી કયાં જવા ચાહો છો?"

"ઓ રામ! હું કયાં જઇશ? મારૂં કયાંય પણ ઘર નથી. હુ ક્યાં જઇશ?" માયાને હવેજ ખબર પડી કે તે ઘરબાર વીનાની રખડતી ભીખારણ છે, તે નીરાશ થઇ ગઇ. થોડીક વાર પછી તે બોલીઃ "ગમે ત્યાં જઇશ પણ આ ઘરમાંથી મને બહાર લઈ જાઓ. એકદમ આ ભયંકર સ્થળનો ત્યાગ કરો—"

"માયા! તમારે ગભરાવાની જરા પણ જરૂર નથી," જગત બોલ્યો.

"તમે મારૂં નામ જાણો છો?" અજબ થઇ માયાએ પુછ્યું.

"હા, હું તમારી આખી કથા જાણું છું. તમારા બાઈ અને માને પણ ઓળખું છું."

"મારી મા! મારી ગરીબ વ્હાલી મા!—" માતાનું નામ સાંભળતાંજ કમનસીબ માયા રોવા લાગી: "તેનું શું થયું હશે? હું ગુમ થઇ તે માટે તે શું ધારે છે?"

"લાલદાસ શેઠના ઘરમાં તેમની સારી સંભાળ લેવાય છે પણ તમારા હરણથી તેમને અત્યંત દુઃખ થયું છે તે વીશે કશો શક નથી જો તમારે તમારી માતા પાસે જવું હોય તો તે માટે અગાઉથી તેમને તૈયાર કરવાની જરૂર છે કારણ કે અચાનક હર્ષ અને અજાબીના આવેશથી કદાચ તેમની તબીયત પર માઠી અસર થશે."

"નહી, નહી, એ ભલા માણુસને ઘેર જવાની મારામાં હીમત નથી. તેમના સવાલોના મારાથી જવાબ અપાશે નહી. મારૂં કલંક છુપાવવાની મારામાં ચાલાકી નથી, લાલદાસ શેઠને એક દીકરી છે અને હુ તેની સખી થવાને લાયક રહી નથી. ઓહ! હું કેવી હતી અને કેવી થઇ ગઇ? મારો કંઇ વાંક નથી છતાં દુનીઆ મને નિર્દોષ માનવાની નથી. ઓ રામ હું પાગલ થઇ જઇશ."

"માયા! પ્રભુને ખાતર શાંત થાઓ, મારી વાત સાંભળો—"

"પહેલાં આ ઘર છોડી ચાલો."

"સબુર કરો જરા થોભી જાઓ. હું છું ત્યાં સુધી તમારો વાક વાળ પણુ થવાનો નથી. તમારા રક્ષણુ માટે હું મારો જાન આપવા તૈયાર છું." એમ કહી તેણે પોતાના કોટના ખીસામાંથી બે નાની પીસ્તોલો કાઢી ટેબલ પર મુકી. માયા એ ખુની શસ્ત્રો જોઇ ધ્રુજી

ગઇ પણ તેની આંખોમાં જગત કુમાર માટે આભારની લાગણી સ્પષ્ટ જણાતી હતી.

"માયા ! જુઓ, હું તમારે માટે શું કરવા માગું છું તે સાંભળી લો. અહીંથી નીકળ્યા પછી હું તમને મારી માલીકીના એક નાના ઘરમાં લઇ જઇશ જ્યાં મારી દાસી તમારી સંભાળ રાખશે· તમે જ્યાંસુધી એ મકાનમાં રહો ત્યાં સુધી હું ત્યાં રહીશ નહી. પછી હું તમારી માતાને મળીશ અને ધીમે ધીમે બધી વાતથી તેમને માહીતગાર કરીશ. લાલદાસ શેઠના કુટુંબને કે તમારા ભાઇને કઇપણ ખબર ન પડે તેની હું કાળજી રાખીશ અને પછી તમારી મા તમને મારા ઘરમાં મળે એવી ગોઠવણ કરીશ. તમારો તમારી મા સાથે મેળાપ થયા પછી તમને યોગ્ય લાગે તેટલો વખત મારા ઘરમાં ખુશીથી રહેજો."

આ શબ્દો એવા સરલ ભાવે બોલાયા, માયા રહે તેટલો વખત પોતાના ઘરમાં નહી રહેવાની જગતની ઇચ્છા એટલી બધી માનભરી ગણાઇ અને માયાના ભાઇ તથા લાલદાસનાં કુટુંબથી તેના કલંકની બીના છુપાવવાની તેની કાળજીએ માયા પર એટલી બધી અસર કરી કે તે આ ઉદાર અને બહાદુર યુવાનને અંતરમાં આશીષ આપવા લાગી. નહી, એથી પણ વીશેષ! જગતના વર્તને માયાપર જુદીજ અસર કરી. તે આ યુવાનને અજબ લાગણીથી જોવા લાગી. તેના હ્રદયના તાર ઝણઝણવા લાગ્યા અને એ અનીર્વાચ્ય ભાવે જગત માટે અવીશ્વાસ કે શંકાની લાગણી તદન નાબુદ કરી નાખી.

"તમારી ઉદાર મદદ માટે હું કે મારી મા તમને કદી પણ બદલો આપી શકીએ તેમ નથી, પણ પ્રભુની કૃપા----"

"પુરતી છે." જગતે વાકય પુરૂં કર્યું : "ચલો, માયા ! મારો હાથ પકડો. આ ઘરમાંથી આપણે પસાર થઈશું ત્યારે તમે જોઇ શકશો કે તમારૂં કોઇ નામ દઈ શકે તેમ નથી."

"જરા ઉભા રહો. હું હમણાં તમારી સાથે આવું છું." ફરીથી જરા મગજ ચકરાતું લાગવાથી માયા બોલી. તે આરામ ખુરશી પર બેસીને જોસથી માથું દાબવા લાગી. તેના મગજમા જે લાગણીઓનું પુર આવ્યું હતું તે દાબી દેવાની તે કોશેષ કરી રહી હતી. એ ભયંકર સ્થાનમાંથી નાસી જઇ, પોતાનું કલંક ખુલ્લું કર્યા વીના પોતાની માતાને મળવાનો ખ્યાલ તય. જગત કુમારના ગૃહસ્થ જેવા વર્તનથી તેને થયલો આનંદ માયાને અસ્થીર કરી નાખવા માટે પુરતો હતો. આંટરોડ સ્ટેશન પર તેની સાથે થયલો દગો, પહેલા દીવસની મ્હાલી ડોશીની મહેમાનગીરી, તેની માતાનો વીયોગ, મહમ્મદ હુસેનની પ્રેમ યાચના અને આખરે બળત્કાર, મ્હાલી ડોશીની અનેકવીધ સતામણી અને આખરે જગત કુમારને હાથે થનારો બચાવ--આ સર્વ બનાવો સીનેમાના પટની પેઠે માયાની નજર આગળથી પસાર થવા લાગ્યા. તે ચુપચુપ બેસી રહી. જગતે તેને શાંત બેસી રહેવા દીધી. માયા નીચી નજર કરી બેઠી હતી. એ વખતે તેના વદન પર અજબ મોહકતા આવી હતી અને જગત અજબ ભાવથી તેની સુંદર દેહમુર્તી જોઇ રહયો હતો.

આખરે તે જરા હસીને ઉભી થઇ અને જગત તરફ જોઇ બોલીઃ "હું તમને વીલંબ કરી રહી છું તેથી તમારી ધીરજ ખુટી ગઇ હશે. પણ મને એવી ભયંકર આફ્ત ખમવી પડી છે કે બચાવનો વીચાર પણ મને ઘેલી ગાંડી કરી નાખે છે. ચાલો ચાલો, હવે આપણે આ નર્કભુવનને પ્રણામ કરીએ."

આટલું કહી માયાએ પોતાનાં વસ્ત્રો સુવ્યવસ્થીત કર્યાં અને વદન પર આનંદની છટા લાવી તે જગત સાથે જવાને તૈયાર થઇ. જગતે તેનો હાથ પકડયો. એ કોમળ કમળ દાંડી જેવો હાથ પકડતાંજ જગતનું હૃદય પરવશ બની ગયું. તેણે આ યુવતીને ગમે તે ભોગે બચાવવાનો નીશ્ચય કર્યો. માયાને લઇ તે દ્વાર તરફ ગયો અને અંદરની કડી ખોલી. દ્વાર ઠોકતાંજ તે આગળથી બંધ કરેલું જણાયું. જગતની આંખ ગુસ્સાથી લાલ થઇ ગઇ. માયા ભયથી ધ્રુજી રહી.

"કંઇ દગાબાજી જણાય છે. પણ કંઇ ફીકર નહી. આપણે નાસી જઇશું. હવે પ્રભુને ખાતર હીમ્મત રાખો કેમકે હવે તમારા હીમ્મતની મને જરૂર છે."

"તમે મારી ચીંતા ન કરો. નીરાશા મને બળ આપશે." માયાએ જવાબ આપ્યોઃ "પણ તમે શું કરવા માગો છો? આપણે કેવી રીતે નાસી શકીશું?"

"આ બારીમાંથી–" જગત બોલ્યો અને તેણે જેમ બને તેમ ઓછો અવાજ થવા દઇને બારી ઉઘાડી અને બારીમાંથી નીચી નજર કરી ઘરનો પાછળનો ભાગ તપાસી જોયો.

"આ તો મોતનો મામલો છે. જો અહીંથી નાસી જવાનું હોત તો તમે મને અહીં જોવા ન પામત–" માયા પગથી માથા સુધી ધ્રુજીને બોલી.

"ચુપ રહો. માયા! ચુપ રહો બારી આગળ મોટેથી વાત કરવામાં જોખમ છે આપણી સામે દગો રમાયો છે આપણે ગમે તે ભોગે નાસી છુટવું જોઇએ." જગત બોલ્યો.

અમે અગાઉ જણાવી ગયા છીએ કે મ્હાલી ડોશીના ઘરમાં માયાની ઓરડી બીજે માળે આવેલી હતી. ઘરના પાછલા ભાગમાં તેની બારી પડતી હતી. મકાન ત્રણ માળનું હતું પણ પહેલા બે માળ જેટલો ત્રીજો માળ ઉંચો ન્હોતો. બીજા માળની બારીમાંથી નીચે કુદી પડવાનું કામ જોખમભર્યું હતું. નીચે પત્થરની ફરસ બધી હતી એટલે એ સાહસમાં મોતના ભય સીવાય જગતને બીજું કઇ જણાયું નહી. વળી આજુબાજુ અનેક ઘરો આવેલાં હતાં એટલે ત્યાંથી નાસી છુટતાં પણ પકડાઇ જવાનો સંભવ હતો. નીચે ઉતરીને બચી જવું અશક્ય હતું. જગતે આ બધી બીનાનો એક પળમાં વિચાર કરી નાખ્યો. પછી તેણે ઉંચે નજર કરી અને બાહોશ ગણિતશાસ્ત્રી પેઠે એક પળમાં ગણત્રી કરી નાખી. બારીથી બે ફીટ દુર દિવાલ પર પાણીનો નળ હતો અને તે છેક છાપરાં સુધી ચઢાવવામાં આવ્યો હતો. અમે કહી ગયા છીએ કે પહેલા બે માળ કરતાં ત્રીજો માળ નીચો હતો. ભાગ્યે આઠ દશ ફીટ ઉંચાઇ પર છાપરૂં હતું. જગતને ગણત્રી કરતાં જણાયું કે નીચે ઉતરવા કરતાં છાપરાં પર ચઢીને નાસી જવાનું શક્ય છે. આ ઠરાવ પર

તેના જેવો અદમાસ આવે તો મામલો કેટલો ભયંકર હશે તે સહેલાઇથી સમજી શકાશે.

નીચેથી છાપરાં સુધી નળ હતો અને તે પર ચઢીને જગત છાપરાપર ચઢવા માગતો હતો. તેને માટે એ કામ સહેલ હતું પણ માયાનું શું? શું તે એ ગરીબ યુવતીને મ્હાલી ડોશી અને મહમ્મદ હુસેનના પંઝામા છોડી ચાલ્યો જાય? નહિં, તેણે માયાને સાથે લઇ જવાની પણ યોજના ઘડી હતી. તેણે માયા સાથે ધીમે સ્વરે કેટલીક વાતચીત કરી તેને ઘટતી સુચનાઓ આપી. માયા બધું કરવાને તૈયાર થઇ. તે છેલ્લે પાટલે બેઠી હતી. આ નીચ નર્ક ભુવનમાં રહેવાં કરતાં તે યમરાજાના દુતને ભેટવાને આતુર હતી.

એક પળ પણ ગુમાવાય તેમ ન્હોતું. જગતે તરતજ પોતાની ભયંકર યોજનાનો અમલ કરવાની તૈયારી કરવા માંડી. બંને મોત જીવતની પરિસ્થિતીમાંથી પસાર થતાં હતાં પણ જગતના વદન પર ભય કે આવેશનું નામ નિશાન ન્હોતું. તેની હિમ્મત અને સમયસુચકતા અસાધારણ હતી.

તરતજ તેણે બીછાના પરની ચાદર કાઢી તેને બે ભાગમાં ચીરી નાખી અને બન્નેને જોરથી બાંધી એક મજબુત દોરડું બનાવ્યું. આ કામ બે મીનીટમાં તેણે પતાવ્યું. પછી એક છેડો તેણે માયાની કમરની આસપાસ બાંધ્યો અને બીજો છેડો પોતાના હાથમાં લઇ તે માયાની સાથે ધીમે ધીમે નળની પાઇપ સુધી પહોંચ્યો. માયા ત્યાંજ પાઇપ પકડી ઉભી રહી. સપાટાબંધ જગત પાઇપ પરથી ઉપર છાપરા પર

ચઢી ગયો. માયા આ બહાદુર યુવાનની હિમ્મત ચકિત નયને જોઇ રહી. તે જાણુતી હતી કે આ ભયંકર સાહસ તેનેજ મારે ખેડવામાં આવ્યું છે.

"હિમ્મત રાખ-માયા-હિમ્મત રાખ—" છાપરા પર જતાં જતાં જગત આટલું બોલ્યો. સારે નસીબે છાપરૂં ઢળાણુવાળું નહીં પણુ સપાટ હતું એટલે ઉપર જઈ જગત સહેલાઇથી ઉભો રહી શકયો તેના હાથમાં ચાદરના દોરડાનો બીજો છેડો હતો.

યોજના એવી હતી કે જગતકુમાર માયાની કમ્મર બાંધી ઉપર છાપરા પર ચાલ્યો જાય પછી તેણે માયાને ઉપર ખેંચી લેવી. આ સાહસ જેવું તેવું ન્હોતું. જગત સમતોલપણું ગુમાવી બેસે, કર્મ-સંજોગે માયાની કમ્મરે બાંધેલી ચાદર તુટી જાય અથવા જગત તેને ઉપર ખેંચતાં થાકી જાય તો બંને નીચે તુટી પડી મોતને હવાલે થવાનો ભય હતો. સીનેમાની ફીલ્મમાં આવા દીલ ધુજાવનારા બનાવો તેં કદાચ જોયા હશે વાંચનાર! પણુ આ પ્રસંગ તેથી પણુ ભયકર હતો. જગતે શું કર્યું? માયા સલામતીથી છાપરાં પર જઈ શકી કે નહિં? તેઓ કેવી રીતે નાસી છુટયાં? મહમ્મદ હુસેન, પોલીસ અને મ્હાલી ડોશીએ બંનેને પકડવાને કેવાં કેવાં પગલાં ભર્યાં?



# પ્રકરણ ૧૩ મું.

## નાસી છુટયાં!

માયાને જગત કુમારે સલામતીથી છાપરાં પર ખેંચી લીધી તે સમયે એ નિરાધાર બાળાએ તેનો મનમાં કેવો આભાર માન્યો હશે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. છાપરાં પર પુગતાંજ તે હિમ્મત હારી ગઈ અને એકદમ બેભાન થઇ ગઈ. સારે નસીબે છાપરું ઢળતું નહિ હોવાથી તે બચી ગઇ; નહિં તો જગતની સઘળી મહેનત પાણીમાં મળત.

જગતની મુઝવણનો પાર રહયો નહીં. પણ તે નીરાશાને નમતું આપે તેવો માણસ ન્હોતો. આસપાસના ઘરમાંથી તેને કોઇ જુએ નહીં તે માટે તે છાપરાં પર લાંબો સુઇ ગયો અને માયાને તપાસવા લાગ્યો. માયા દમ લેતી હતી. જગતને એવો ભય લાગ્યો હતો કે રખેને તે હાર્ટ ફેલ થવાથી મરણ પામી હોય! માયાની નાડી મંદમંદ ચાલતી હતી. થોડી વારમાંજ તેણે પોતાની બંધ આંખો ઉઘાડી અને આ પળે જગત તેને ચુમી લેવાનું પ્રલોભન દાબી શકયો નહીં. માયા જરા શરમાઇ પણ ગુસ્સે થઇ નહિં. તે એવા ભયંકર સંજોગોમાં મુકાઇ હતી કે તે ગુસ્સે થઇ પણ ન શકી.

"ડર ના વ્હાલી! ડર ના." જગત બોલ્યો: "એક પળ પણ ગુમાવવાની નથી. આપણા દુશ્મનો આપણી પાછળ પડયા છે."

"પણ તે તમને શું કરવાના છે?" માયા બોલી. તે બીચારીને ખબર ન્હોતી કે જગત માયાને ખાતરજ નહીં પણ પોતાની સલામતીને ખાતર પણ નાસી જવા માગતો હતો.

"નહીં, નહીં, મને કંઇ ભય નથી. પણ ચાલ ઉતાવળ કર. પેટે ચાલીને આપણે આ છાપરા પરથી બીજા કોઇ ઘરની અગાસીમાં ઉતરવું પડશે."

"ને અગાશી નહી હોય તો?"

"તો પછી જોઈ લેવાશે. મોટી મુશ્કેલી છાપરા પર આવવા-નીજ હતી." જગત બોલ્યો.

જગતના જવાબે માયાની બીક નાબુદ કરી. જગત ભય શી ચીજ છે તે જાણુતોજ ન્હોતો. તેને માયાની બીક હતી. જો ગે આ કટાકટીની વખતે હીમ્મત હારી બેસે તો આખી બાજી ધુળમાં મળવાનો ભય હતો અને તેથી માયાને હીમ્મતવાન બનાવવાની જરૂર હતી.

તેણે મ્હાલી ડોશીની દગાબાજીનો પુરો ખ્યાલ કરી લીધો જે પળે તેણે બારણાં બંધ જોયા ત્યારથી તે સમજી ગયો હતો કે પોલીશને બોલાવવામાં આવી છે અને પોલીસ આવી લાગતાં તે માયા સાથે ક્યાંથી નાસી ગયો હતો તે માલુમ પડતાં લાગવાની વાર નથી. તે એ પણ જાણુતો હતો કે પોલીસ આવતાં છાપરા પરથી બીજા મકા-નમાં જઇ નાસી જવામાં તેને ઘણીજ મુસ્કેલી નડશે. છતાં તે મોત જીવતની રમત રમી નાખવાને પ્રખર નિશ્ચય કરી બેઠો હતો.

બન્ને પેટે ચાલીને છાપરાં પરથી આગળ વધવા લાગ્યા. જગત માયાને માયાળુ શબ્દો કહી હિમ્મત આપતો હતો અને માયાનું તેના તરફનું માન વધતું જતું હતું. સંજોગોને લીધે કેટલીક વાર એવું બને છે કે અરધા કલાકના ટુંક સમયમાં બે જીગરો પરસ્પર એવા આકર્ષાય છે કે જેવું આકર્ષણ બીજા સંજોગોમાં વરસો સુધી થતું નથી.

આખરે તેઓ મકાનને નાકે આવ્યા. જગતે આસપાસ નજર કરી અને તેના વદન પર હાસ્ય ફરકયું. બાજુના મકાનના છાપરા પર જવાનું બન્ને માટે સરળ હતુ અને ત્યાંથી એ મકાનની અગાશીમાં ઉતરી શકાય તેમ હતું

" આપણે બચ્યાં. પ્રભુનો આભાર !" ધીમેથી બીજા છાપરા પર માયાને લઇ જઇ જગત બોલ્યો.

બન્ને બાજુના મકાનમાંની અગાશીમા ગયાં. એ અગાશી આગળના એક ઓરડાનું એક દ્વાર ખુલ્લુજ હતું. જગત જરા પણ શરમાયા વીના માયાની સાથે તેમાં દાખલ થઇ ગયો. ઓરડામાં એક તરૂણ સ્ત્રી કંઇ સીવતી હતી. જગત અને માયાની શકમદ ચાલ જોઇ તે કંઇ ન બોલી. ઉલટી હસી. તે સમજી કે આ બે આશકમાશુક કઇ મુશ્કેલીમાં લાગે છે. માયા પાસે જઇ તે વ્હાલથી બોલી. "બ્હેન! શું છે ? હું તમને શી રીતે મદદ કરૂં ? તમે દુ:ખી લાગો છો !"

" હા, બ્હેન ! મારા જેવી દુ:ખી કોઈ નહી હોય."

"નહીં બ્હેન ! મુંબઇમાં કોઇ પણ સ્ત્રી મારા જેટલી કંગાળ અને દુઃખી નથી." સરલા બોલી.

વાંચનાર, આ સરલા કોઇજ નહીં પણ લલીતકુમારના દગાબાજ પ્રેમનો ભોગ થઇ પડેલી વીધવા હતી કે જેની સાથે તને અગાઉ પીછાન થઇ ગઇ છે.

"હું મારી કહાણી કહી તમને વીલંબ કરવા માગતી નથી. બોલો, તમારે માટે હું શું કરું ?" સરલા ઉભયની મુશ્કેલી જોઇ બોલી.

"આ ઘરમાંથી બહાર જવાનો રસ્તો તો ગીરગામ બેક રોડ પર પડતો હશે. એ સિવાય મકાનમાંથી બહાર જવાનો બીજો કોઇ રસ્તો છે ?" જગતે પુછ્યું.

"નહીં."

"ત્યારે તો અમારું આવી બન્યું. અમારી પાછળ પોલીસ પડી છે."

"પણ તમે વેષ બદલી નાખોને !—" અજબ સમયસુચકતા વાપરી સરલા બોલી. આ વીચાર જગતને સોનાના મુલનો લાગ્યો.

"લો, મારી મા ને મારા કપડાં તમે બન્ને જણ પહેરી લો."

જરા પણ વીચાર કર્યા વીના જગતે સ્ત્રીનો વેષ ધારણ કર્યો. માયાએ પણ વસ્ત્રો બદલી નાખ્યાં અને બન્ને કાઠીયાવાડી સ્ત્રીનો પોષાક પહેરી ઘુંઘટા તાણી તૈયાર થયાં.

"આજે રાતે અમે તમારાં વસ્ત્રો પાછાં મોકલીશું." જગત સરલાના હાથમાં બસો રૂપીયાની નોટો મુકી બોલ્યો.

"ભાઇ! મને બદલો જોઇતો નથી. લો—આ પૈસા—"

"નહી, મહેરબાની કરી એટલી નજીવી ભેટ સ્વીકારો." જગત બોલ્યો.

"લો બ્હેન, લો!" માયા બોલી.

તરતજ બન્ને મકાનમાંથી બહાર નીકળી ગયાં. નીચે જતાંજ જગતે એક વીકટોરીઆ બોલાવી અને બન્ને ગાડીમાં બેસી ગયાં. શું તેઓ સલામત છટકી ગયા? નહીં, પોલીસ અમલદારોએ આખા મહોલ્લામાં ચાંપતી નજર રાખી હતી. જગતે સ્રીનો વેષ પહેર્યો હતો. માયાએ ઘુઘટો તાણી મ્હોં છુપાવ્યું હતું છતાં એક અમલદારને કંઇક શક ગયો. જગતે વીકટોરીઆ દોડાવી મુકવાનો હુકમ કર્યો...પણ?



# પ્રકરણ ૧૪ મું.

## પોલીસને થાપ.

જગત માયાને લઈ મારની ગાડીએ નાસી ગયો. એક પળ પણ ગુમાવવાની ન્હોતી, ગાડીવાળો પણ આ વિચિત્ર માણસના હુકમને તાબે થયો. સ્ત્રીના પોષાકમાં પણ જગતની મુદ્રા ગાડીવાળો જોઇ ગયો હતો. ગાડીનો ઘોડો પાણીદાર હતો એટલે રસ્તે ચાલતાં માણસોની પરવા કર્યા વિના, જગતે આપવા કહેલી બક્ષીસની લાલચે ડ્રાઇવરે પવનવેગે ગાડી હાંકી મેલી. માયા થરથર ધ્રુજી રહી હતી. જગત જેમ બને તેમ જલદી સલામત થવા માગતો હતો પણ કુદરત તેમની સામે રૂઠી હતી. મ્હાલી ડોશી અને મહમ્મદહુસેને તેમને આબાદ સપડાવ્યા હતા. બન્ને મ્હાલી ડોશીના ઘરમાંથી ન્હાસી ગયાં છે એવી ખબર મળતાંજ પોલીસે રસ્તામાં ચારે બાજુએ પહેરો મુકી દીધો હતો. સરલાના ઘરમાંથી સ્ત્રી વેષ ધારણ કરી જગત માયા સાથે બહાર નીકળી ગાડીમાં બેઠો તેજ પળે એક પોલીસ અમલદારની તેના પર નજર પડી હતી. તરતજ આઠ પોલીસ અમલદારો એક મોટરમાં ગોઠવાયા અને જગતની વીકટોરીઆની પાછળ મોટર દોડાવી મુકી. પુરવેગે મોટર પાછળ પડી. જગતે વીકટોરીઆની પાછળનો પડદો ઉંચો કરી મોટર આવતી જોઇ. " જો આ મોટરને પાછળ નાખે તો સો રૂપીયા ઇનામ–" તેણે ગાડીવાળાને કહ્યું. ગાડીવાળાના હાથમાં વીજળી આવી. તેણે પાણીદાર ઘોડાને ચાબુક મારી પવનવેગી બનાવી

મેલ્યો, પણ કલાકે સાઠ માઇલની ઝડપે આવતી મોટરને એક ઘોડો શી રીતે પહોંચી શકે ? મોટરે ગાડીને પકડી પાડી અને એક અમલદારે ગાડીવાળાને કરડા સ્વરે હુકમ કર્યો:

" ઉભી રાખ ગાડી–નહી તો માર્યો જશે."

ગાડીવાળો ગભરાયો. જગત મુઝાયો. તે સમજી ગયો કે હવે કંઇ રસ્તો નથી. ડ્રાઇવરે ગાડી ઉભી રાખી. મોટરની ગતી પણ ધીમી પડી હતી. ગાડી ઉભી રહેતાંજ આડેઆડ પોલીસ અમલદારો કુદી પડયા અને તેઓએ જગતકુમારને પકડી લીધો. માયાની દશા દયાજનક થઇ પડી. તે છુટે મ્હોડે રડી પડી.

" તું હીમ્મત રાખ માયા ! તને કંઇ થવાનું નથી." જગતે માયાને હીમ્મત આપી.

"મહેરબાની કરી આ બાઇને સલામત જગ્યાએ લઇ જાઓ." તેણે પોલીસ અમલદારને વીનંતી કરી. માયાને મોટરમાં બેસાડવામાં આવી અને એક અમલદાર તેની સાથે રવાના થઇ ગયો.

"વેલ દોસ્તો ! તમે જીત્યા—હું હાર્યો. પણ જો તમે બહાદુર લડવૈયા હો તો મને આશા છે કે હું હમણાં જે મહેરબાની માગવાનો છું તેની તમે ના પાડશો નહી." જગતે માયા ગયા પછી અમલદારને કહ્યું,

"શું છે ?" કોન્સ્ટેબલોનો સરદાર બોલ્યો. તેનો કદાવર બાંધો ભીમ જેવો હતો.

"પહેલું તો એ કે આ બાયડીનો વેષ મને શોભતો નથી. તમે સમજી શકશો કે માગ઼ જેવા જવાન માટે આ પોષાક યોગ્ય નથી. માટે મહેરબાની કરી મને કપડાં બદલવા માટે કોઇ દુકાને લઇ જાઓ. બીજું આ ધમાલમાં હું ઘણોજ તરસ્યો થયો છું. મને લાગે છે કે એકાદ બારમાં જઇ આપણે બધા જરા ગળું છાંટી આવીએ તેમાં તમને કંઇ વાંધો નહી હોય—"

"મી૦ ટીરીન! તમે શું કહો છો?" ઇન્સ્પેકટર મી૦ રોબર્ટે સરદારને પુછ્યું. તે બાટલીની વાત સાંભળી પાણી પાણી થઇ ગયો હતો.

"વેલ,—" ટીરીને કહ્યું: "આ ગૃહસ્થને ખરચે જરા લહેર ઉડાવવામાં મને કંઇ હાની જણાતી નથી. વળી યોગ્ય કપડાં બદલવાની એની અરજ પણ વાજબી છે."

આ શબ્દો ઉચ્ચારતાંજ આખું સરઘસ ફેરાસ રોડપરના એક બાર તરફ ચાલ્યું. અત્રે કહેવાની જરૂર છે કે ગીરગામથી જગતની ગાડી ફેરાસ રોડ સુધી જઇ પુગી હતી અને મોટરે તેને ત્યાંજ પકડી પાડી હતી. વળી અંગ્રેજ અમલદારો સાથે જગતે અંગ્રેજીમાં વાતચીત કરી હતી તે પણ અત્રે નોંધવાની જરૂર છે.

આખું સરઘસ એક પીઠામાં ગયું આ પીઠું આબરૂદાર માણસોનું નહોતું. અમે જે સમયની વાત કરીએ છીએ તે સમયે આ પીઠાંમાં હંમેશાં મવાલીઓનો અડ્ડો જામેલો રહેતો. પીઠાંવાળાએ ભોંયતળીએ જગા રાખી હતી એટલુંજ નહી પણ પહેલા માળપર નાના

નાના ઓરડા પણ ઘરાકો માટે તૈયાર રાખ્યા હતા. આખું સરઘસ માળ પર એક ઓરડામાં જઇ ગોઠવાયું. તરતજ પીઠાનો ભંડારી ત્યાં આવી પુગ્યો અને જગતનો પહેરવેશ જોઇ ખડખડ હસી પડયો.

"ચુપ રહો." મી૦ ટીરીન બરાડયો અને ભંડારીની જીભ સીવાઇ ગઇ. જગતે સાડી કાઢીને ફેંકી દીધી એટલે ભંડારી તેને નમીનમીને સલામ ભરવા લાગ્યો કેમકે જગતનું ખમીશ અને પાટલુન અતી કીમતી છે એવી તેની તરતજ ખાત્રી થઇ ગઇ. વળી જગતે રીબનના જાકીટપર સોનાનો છેડો લટકાવ્યો હતો અને સોનાના બટનો ખમીશ અને જાકીટમાં ચકચકી રહ્યાં હતાં. તે પરથી ભંડારી સમજી ગયો કે આ માલદાર ઘરાક છે જગત જાણીજોઇને પોલીસ અમલદારોની વચ્ચોવચ્ચ જઇને બેઠો. તે નાસી જવાનો લેશ માત્ર ઇરાદો રાખતો નથી એવી છાપ પાડવાની તેની મરજી હતી.

"ભંડારી! આ વીશ રૂપીયા લે અને ગમે તે કાપડીયાની દુકાને તારા માણસને મોકલી એક હાફકોટ ને બેંગલોર ટોપી મંગાવી લે અને તારે ત્યાં જે ઉંચામાં ઉંચો દારૂ હોય તેની ચાર બાટલી મોકલી આપ."

"બ્લેક એન્ડ વ્હાઇટના બાટલી મોકલું સાહેબ!" ભંડારીએ પુછયું.

"હા." જગત બોલ્યો.

"ખાવાનું શું મોકલું?"

"કટલેસ કબાબ જે હોય તે મોકલ." જગતે કહ્યું અને આ ઉદાર ગ્રહસ્થની નવાબી જોઇ પોલીસ અમલદારો ખુશખુશ થઇ ગયા.

જગતની સાથે સાત અમલદારો હતા. તેમાં બે કોન્સ્ટેબલો અને ઇન્સ-પેકટર અંગ્રેજો હતા. બાકીના ચાર મરાઠા કોન્સ્ટેબલો હતા મી૰ ટીરીનના હુકમથી બે જણ બારી તરફ બીરાજ્યા ટીરીન જગતની બાજુમાં બેઠો ને બોલ્યો. " સાહેબ ! અમે સાવધાનીના પગલાં લઇએ તો ગુસ્સે ના થતા કારણ કે અમને ખબર આપનારે ખાત્રી આપી છે કે તમારી ગીરફતારી આ શહેરના ઇતીહાસમાં અગત્યની ગણાશે."

" મારી આવી સરસ સેવા બજાવનાર કોણ છે તે તમે કહી શકશો ?" બેદરકારીથી જગતે પુછ્યું.

" કાલે માજીસ્ટ્રેટ આગળ કેસ નીકળશે એટલે તમે બધું જાણી શકશો છતાં મને કહેવામાં કંઇ વાંધો નથી. મી૰ મહમ્મદહુસેન અને મ્હાલી ડોશીએ અમને ખબર આપી હતી અને જસ્ટીસ ઓફ ધી પીસ મી૰ મહમ્મદહુસેને સઘળી જવાબદારી પોતાને માથે લીધી હતી." ટીરીને કહ્યું.

" ત્યારે તમારી પાસે વોરંટ નથી મી૰ ટીરીન ! વળી મારી સામે શાનો આરોપ છે તે પણ તમે જાણતા નહી હો."

" નહી સાહેબ ! અમારે મારનેદમે બધું કામ કરવાનું હતું. અમને તરતજ રવાના કરવામાં આવ્યા હતા. મહમ્મદહુસેને અમને ખાત્રી આપી કે એક ઘણોજ બદમાસ ગુનેહગાર મ્હાલી ડોશીના ઘરમાં છુપાયલો છે. અમે ત્યાં આવ્યા ત્યારે તો તમે છુ થઇ ગયા હતા. તમે એ છોકરી સાથે છાપરાંપર ચઢી નાસી ગયા તે માટે હું તમને અભીનંદન આપું છુ. તમે બહાદુર માણુસ છો અને તમારા

જેલ્વાને સતાવવાનું મને ગમતું નથી. હું જેલના પખેરાંઓને લાંબા વખતથી ઓળખું છું. તમે તેવા લાગતા નથી. પણ મહમ્મદહુસેને અમને વારંવાર ખાત્રી આપી કે તમે દુષ્ટમાંદુષ્ટ શયતાનના સાથી છો ત્યારે અમને લાચારીથી તમારી પાછળ પડવું પડયું. બાકીની વાત તમે જાણો છે—"

ટીરીને વાત પુરી કરી અને ભંડારી દારૂ અને સોડાની બાટલીઓ લઇ આવ્યો. જગને જાતે બધાના પ્યાલા ભર્યા અને એક બીજાની સલામતી લેવાવા માંડી. બ્લેક એન્ડ વ્હાઇટના બબ્બે પેગ પેટમાં જતાં બધાની આખમાં મસ્તી અને ખુમારી આવી. જગત ખુબ સાવધાનાથી પીનો હતો. મ્હો કટાણું કરી તે બોલ્યો: "મી० રોબર્ટ! આ ઓરડામાં કેવી ખરાબ વા આવે છે! ગરમી પણ કેટલી પડે છે? મહેરબાની કરી બારી ઉઘડી નાખોને!--"

રોબર્ટે બન્ને બારીઓ ઉઘાડી નાખી.

"થેંકયુ!--"

પુન: પ્યાલા ભરાયા થોડીવારમાં પીઠાંવાળાનો નોકર કોટ ને ટોપી લઇ આવ્યો. જગને તે પહેરી લીધાં ને નોકરને એક રૂપીયો બક્ષીસ આપી રવાના કર્યો.

"મી० ટીરીન! આ તમારી સલામતી!—" જગત બોલ્યો. "હું આશા રાખું છું કે હું તમારી સામે થયો તે માટે તમે મારા પર ગુસ્સો નહી રાખો."

"જરા પણ નહી. એમને એવું જોવાની ટેવ પડી ગઇ છે. વળી તમે ગ્રહસ્થ પેઠે વર્તો છો એટલે મારે કંઇજ ફરીઆદ કરવાની નથી."

"વાત એમ છે કે હું પેલી છોકરીને મહમ્મદ હુસેન ને મ્હાલી ડોશીના પંઝામાંથી છોડાવવા માગતો હતો. જો તેમ ન હોત તો હું તમારી સામે ન થાત. કારણ કે મારી સામે કંઇ આરોપ મુકી શકાય એમ છેજ નહી. મારી પાસેથી પેલી યુવતીને મેળવવા માટે એ લોકોએ કાવતરૂં કર્યું છે."

"જો એમ હોય તો તમે માજીસ્ટ્રેટ આગળ બધો ખુલાસો કરી સહેલાઇથી છુટા થઇ શકશો. અમે તો લાચાર છીએ. તમે જાણો છો કે મહમ્મદ હુસેન જે. પી. છે. વળી માજીસ્ટ્રેટના મીત્ર છે એટલે તેમની વાત માન્ય વીના અમારો છુટકોજ ન્હોતો."

"હું તમને ઠપકો આપતો નથી." જગત બોલ્યો અને તેણે પુનઃ પ્યાલા ભર્યા.

જગતે પોલીસને વધુ દારૂ પાવાની માંગણી કરી પણ મી૦ ટીફીને આજ્ઞા દર્શક અવાજે ના પાડી. આ સમયે બપોરના બે વાગવા આવ્યા હતા.

"હવે મને આવતી કાલ સુધી કયાં લઇ જવા માંગો છો ?" જગત બોલ્યો: "તમે મને જામીનપર છોડી શકશો ? જો તેમ હોય તો મારા મીત્રો સર પ્રતાપસિંગ જાગીરદારનો પુત્ર મી૦ સમરસીંહ જાણીતા લખપતી મી૦ લલીતકુમાર, પ્રખ્યાત મીલ માલીક મી૦ લાલદાસ જેવા જામીનો આપવાને તૈયાર છું.

"હું દીલગીર છું કે મારાથી જામીન લઇ શકાય તેમ નથી સાહેબ !" ટીપીને જવાબ આપ્યો: "તમને કાચી કેદમાં રાખવા પડશે તેથી મને દીલગીરી થાય છે પણ મહમ્મદ હુસેને જે વાત કરી છે તે જોતાં તમારા પર આવતી કાલે એવા ભયંકર આરોપો મુકવામાં આવશે કે જેવા આરોપ માટે જામીન લેવાની અમને સત્તા નથી."

જગતના કપાળ પર કરચલી વળી.

"જો એમજ હોય તો મારે આજની રાત વગર ભાડાની કોટડી-માંજ કાઢવી પડશે છતાં તમે અહીંથી જતી વખતે ગાડી તો બોલા-વશોને ? આવા મોટા રસાલા સાથે મારી સવારી તમે રસ્તા પરથી લઈ જાઓ તે મને પસંદ નથી." જગત હસ્યો.

"એમાં કંઇ વાંધો નથી. હું પોતેજ ગાડી બોલાવવાનો હતો."

એક માણસ ગાડી બોલાવવા ગયો જગત ખુરશી પરથી ઉભો થયો પણ તરતજ ટીપીનના ઇસારાથી બે માણસો બારી આગળ જઇ ઉભા. જગતે તે જોવાની દરકારજ ન હોય એવો દેખાવ કર્યો તેની આંખો ને કાનો ખુલ્લા હતા તેનું મગજ નાસી જવાની યોજના ઘડી રહ્યું હતું. થોડીજ પળમાં તેને લાગ્યું કે ગાડી બરાબર બારીની નીચે ઉભી રહી હશે. તેણે પોલીસને થાપ આપવાનો નીશ્ચય કર્યો હતો.

"ચાલો દોસ્તો—હવે અહીંથી આપણે વીદાય થઇએ." ગાડી બોલાવવા ગયલો માણસ આવતાં તે બોલ્યો.

"તમે ત્રણ જણ આગળ ચાલો—આ ગ્રહસ્થ તેમની પાછળ રહેશે ને હું બીજા ત્રણ ભેલ્લા રહીશું." ટીપીને ઓર્ડર કર્યો.

"તમે તદન લશ્કરી માણસ લાગો છો." જગતે ટકોર કરી.

"હું એકાદ વર્ષ લશ્કરમાં નોકરી કરી આવ્યો છું પણ મને લશ્કર કરતાં પોલીસ સર્વીસ વધારે ગમે છે."

આ પળે ત્રણ કોન્સ્ટેબલો બારણાની બહાર નીકળી ગયા હતા જગત બારણાના ઉંબર આગળ હતો ટીરીન તેની પાસે અને બીજા ત્રણ તેની પાછળ હતા.

"વેલ મી૦ ટીરીન!—" તેણે મ્હો ફેરવી મી૦ ટીરીન અને તેની પાછળના બે જણ તરફ નજર કરી કહ્યું. "તમને આ યુની-ફોર્મ ઘણોજ શોભે છે—" એક પળ તે ટીરીનના કદાવર શરીર પર પ્રસંશાની નજરે જોઇ રહયો પણ બીજીજ પળે તે વીફર્યો. તેની આંખો ભયંકર થઈ ગઇ અને ટીરીનના પેટમાં એક મુકકો મારી વીજળીક વેગે બારી આગળ જઇ તે આબાદ નીચે ઉભેલી ગાડીપર કુદી પડયો અને બીજીજ પળે રસ્તાની બાજુની ગલીમાંથી છુટ લઇને નાસી ગયો.

આ બધુ આંખના પલકારામાં બની ગયું. અજાયબી, ગુસ્સા અને ભયની લાગણીથી કોન્સ્ટેબલો બુમા બુમ કરી રહયા. ટીરીન ટેબલ સાથે અથડાઇને નીચે પડયો હતો તેણે જગતની પુઠ પકડવાનો હુકમ કર્યો પણ કોન્સ્ટેબલો દાદર ઉતરી નીચે જાય તે પહેલાં તો જગત છુ થઇ ગયો હતો.

"પકડો–ચોર–ચોર–" ની બુમો પડી રહી. કોન્સ્ટેબલો ગલીમાં દોડયા. જગતને ગલીને નાકે બે જણાએ પકડયો. "પકડો–" કોન્સ્ટે-

બલોએ બુમ પાડી. પણ બીજીજ પળે બન્ને જણુને જમીન દોસ્ત કરી જગત આગળ વધ્યો.

આ લતામાં "પકડો–ચોર–ચોર–" ની બુમો સાધારણુ હોય છે. તે એક ગલી છોડી બીજી ગલીમાં ગયો અને પોતેજ "ચોર ચોર" ની બુમો મારવા લાગ્યો, દુકાનદારો દુકાનપર અને ચાલીના માણસો બારી પર ભેગા થઇ ડોકીઆં કરવા લાગ્યા. કેટલાકોએ જગતને ગાંડો ગણી કાઢયો.

તે જીવ લઇને નાઠો. તેનામાં અશ્વની ગતી આવી. તે દોડતો ન્હોતો પણ ઉડતો હતો. તેના પગ જમીનને ભાગ્યેજ અડતા હોય એવું જણાતું હતુ. આખરે તે એક એવી ગલીમાં ગયો કે જ્યાં ચોરોજ વસતા હતા. તરતજ તેણે ચોરોની દીલસોજી મેળવી લીધી. "પોલીસ પોલીસ" ની તેણે બુમો પાડી. પાછળ કોન્સ્ટેબલો આવતા હતા. ચોરોના નીવાસ સ્થાનમાં પોલીસ કોને ગમે ! અનેક બદમાસો લાઠી લઇ બ્હાર નીકળી પડયા અને જગતની પાછળ આવતા કોન્સ્ટેબલો સાથે આ બદમાસો સાથે મારામારી થઇ. કોન્સ્ટેબલો પોતાનો બચાવ કરવા રોકાયા. મવાલીઓ અને પોલીસ વચ્ચે ભયંકર મારામારી ચાલી અને જગત એ તકનો લાભ લઇ પોલ થઇ ગયો.

× × ×

જે કોન્સ્ટેબલ માયાને લઇ ગયો હતો તે તેને કમનશીબે મહંમદ હુસેન પાસેજ લઇ ગયો. મહમદ હુસેને કોન્સ્ટેબલને ઉંધું ચતું

સમજાવી રજા આપી અને માથા પાછી મ્હાલી ડોશીના કબજામાં જઇ પડી.

ટીસીનના હાથમાંથી જમત આબાદ છટકી ગયો તેથી તેને એવી શરમ ઉપજી કે તેણે આ બનાવ ઉપરી અમલદારોથી છાનોજ રાખ્યો. બધા કોન્સ્ટેબલોને બરતરફ થવાની બીક લાગી હતી તેથી તેઓ એક પણ કોઇ કોઇ પાસે બોલ્યા નહી એટલે પીઠાં આગળથી જમતને નાસી જતો જોનારા મવાલીઓ અને રાહદારીઓ શીવાય આ બનાવની કોઇને ખબર પડી નહી.



# પ્રકરણ ૧૫ મું.

## બે મહીના પછી.

આગલા પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી બે મહીના વહી ગયા.

પ્રીય વાંચનાર, આપણે હવે પેલા કંજુસ લખપતીના દીકરા લલીત કુમારની મુલાકાત લઇએ. તેના બાપના મરણ પછી લલીતે પોતાના મકાનને બાદશાહી ઠાઠથી શણગારી દીધું હતું. મકાનની આસપાસ તેણે સુંદર બગીચો બનાવ્યો હતો અને "મહાન સ્પોર્ટસમેન" ગણાવા ઉપરાંત અનેક ગાનારીઓનો તે પેટ્રન બન્યો હતો; અનેક નટીઓનો આશક થયો હતો અને અનેક ખુશામદીઆ દોસ્તો તેને મધમાખની પેઠે ચુસી રહયા હતા.

પોતાના ભવ્ય દીવાનખાનામાં એક રૉકીંગ ચેર પર પડી તે હવાના સીગાર પી રહયો હતો એવામાં એક માણસ અંદર આવ્યો અને સલામ કરી ઉભો રહયો. તેનો બાંધો કદાવર અને મ્હોં બીહામણું હતું. તેની આંખો ખુની અને કામી જણાતી હતી. ટુંકમાં તે પગથી માથા સુધી બદમાસીથી ભરેલો હતો.

"તમારૂં નામ?"

"મારૂં નામ ભીમભાઇ!—" તે બોલ્યો. "તમારી ફોઈના દીકરા મી૰ સમરસીંહે આ ચીઠી આપી મને મોકલ્યો છે." કહી તેણે લલીતને ચીઠી આપી

"બેસો—"

ભીમભાઇને ખુરશીપર બેસવાનું કહી લલીત સમરસીંહની ચીઠી વાંચવા લાગ્યો:—

પ્રીય લલીત,

આ ચીઠી લાવનારા ગ્રહસ્થ મી૦ ભીમભાઇ આપણા જેવા ગ્રહસ્થોને વારંવાર અતી ઉપયોગી થઈ પડે એવા છે. તેમના ગુણોનો પાર નથી. તે ધંધા યુદ્ધમાં બાહોશ છે, ગમે તેની સાથે વગર કારણે લડવાને તૈયાર રહે છે, પોલીસને ડરાવી શકે છે અને ગમે તે છોકરીને તેના માબાપની નજર આગળ ઉપાડી લઈ જઈ શકે છે. આટલી બધી લાયકાતો એકજ માણસમાં જવલ્લેજ હોય છે. મારે તને કહેવાની જરૂર નથી કે એ તદન "પ્રમાણીક" છે. દુનીયાદારીમાં એનો અર્થ એ થાય છે કે પોતાના માલીકને રાજી રાખવા માટે પૈસાને ખાતર એ ગમે તે કરવાને તૈયાર થશે. વળી એ વિશ્વાસ પાત્ર છે. એટલે જ્યાં સુધી તમારા ગજવામાં પૈસા હશે ત્યાં સુધી તમારી સેવા બજાવવા માટે શયતાન પાસે જતાં પણ ડરે એવો નથી. તને એ કોઇવાર કામ લાગશે એમ ધારી તેને તારી પાસે મોકલ્યો છે.

"તારૂં કેમ ચાલે છે! હું ધારૂં છું કે મેં તને દુનીયાની મોજમજાહ અને રંગરાગમાં પાવરધો કરી દીધો છે એટલે તું ખુબ અમન ચમન ઉડાવતોજ હોઇશ. લલીત યાદ રાખજે કે આખી દુનીઆ અને દુનીયાના ખાલી ખીસાના મવાલીઓ આપણી બે ઘડીની મોજ માટેજ સરજાયા છે. હું તને એક બે દીવસમાં મળીશ,

હાલમાં હુ બહુ બ્હાર નીકળી શકતો નથી કારણ કે મારે ગળે બલા વળગી છે. હું પખવાડીઆમાં જેમ તેમ ફુરશદ મેળવીને લીલા સાથે ઘેર જવું છું. છતાં એ બડબડ કર્યા કરે છે! મને એ પુતળું જરા પણ ગમતું નથી.

પેલા જગતનું શું થયું? એ લહેરીલાલો બે મહીનાથી મારી નજરે પડયો નથી. વળી મહમ્મદહુસેન પણ હમણાં આપણી કંપનીમાંથી ગુલ થઇ ગયો છે તારી સાથે લહેર કરવા જવાને હું ઘણો આતુર થઇ રહયો છું.

લી૦ સ્નેહાધીન,

સમરસિંહ.

શ્રીમંત બદમાસ—સફેદ સાહયામાં છુપાયલા સેતાનો કેવા હોય તેનો આબાદ ચીતાર આપતી ઉપલી ચીઠી પર ટીકા કરવાની કંઇ જરૂર નથી. લલીત ભીમભાઇની પીછાન થવાથી ખુશ થઇ બોલ્યો, "ભીમભાઇ, સમરસીંહ તમારા ઘણાજ વખાણ કરે છે તેથી હું ઘણો ખુશ છું પણ હમણાં તમારી કસોટી કરવા જેવું કંઇ કામ મારી પાસ નથી."

"કોઇ દુશ્મનને છુપી રીતે જહન્નમમાં મોકલવાનો નથી."

"નહી હમણાં કોઇ નથી. પણ હું હંમેશાં મારૂં કામ તમનેજ સોંપીશ હાલમાં તમારા ખર્ચ માટે આ પચાસ રૂપીઆ લઇ જાઓ."

ભીમભાઇએ પચાસ રૂપીઆની નોટો ગજવામાં નાખી અને લલીતને સલામ કરી ચાલતો થયો. તેને ગયાને ભાગ્યેજ પાંચ

મીનીટ થઇ હશે એટલામાં જગત દીવાનખાનામાં આવી ઉભો રહ્યો, લલીત તેને ભેટી પડયો. જગતના કપડાં મેલાં ઘેલાં હતાં. તેના વાળ વીખરાઇ ગયા હતા અને તે ચીંતાગ્રસ્ત હતો. લલીત કંઇક અજાયબીથી તેના તરફ જોઇ રહ્યો.

" તું બહુ બદલાઇ ગયો છે, જગત !–" લલીત લાગણીથી બોલ્યો.

" હા: હું બદલાઇ ગયો છું. આપણે બે મહીના પર પેલી લુચ્ચી જાનને ત્યાંથી રહવારે છુટા પડયા ત્યારથી હું ભારી ચીંતામાં પડયો છું."

" મને યાદ છે. તે દીવસે તું જમવા આવવાનો હતો પણ ત્યાર પછી બીલકુલ આગ્યોજ નહી. હમણાંજ સમરસીંહની મને ચીઠી મળી તેમાં તે તને યાદ કરે છે."

" હશે હમણાં મારી વાત સાંભળ જ્યારથી આપણે છુટા પડયા ત્યારથી હું મુંબઇ છોડી ગયો હતો. બે મહીના સુધી હું અહીંથી તહીં ને તહીંથી અહીં રખડયો. પણ હવે એમાં સાર નથી."

" એમ કરવામાં તારો હેતુ શો હતો ?"

" હું એક યુવતીની શોધ કરતો હતો જેને તું સારી પેઠે ઓળખે છે."

" કોણ ? પેલી માયા !–"

" હા–"

" વલસાડની એ સુંદરીએ તને પાગલ બનાવ્યો લાગે છે."

" એને માટે હું જાન આપવા તઇયાર છું. લલીત ! એક મીત્ર તરીકે મારૂં કામ કરશો ?"

"જરૂર મારી તીજોરી--"

"મને પઇસાની જરૂર નથી–" જગત વચ્ચે બોલ્યો.

"ત્યારે ?"

"સાંભળ." લલીતની નજીક ખુરશી લઈ જઇ તે બોલ્યો: "મારે તને પ્રથમ જણાવવું જોઇએ કે મહમ્મદ હુસેન અને પેલી બદમાસ ડોસી મ્હાલી માયાને પાછી ઉપાડી ગયાં છે અને હવે તેને કયાં રાખવામાં આવી છે તે શોધી કાઢવાને હું છેલ્લા બે મહીનાથી માથું પટકી રહયો છું. હું વેષ બદલીને મહમ્મદના સુરતના ઘરની તપાસ કરી આવ્યો પણ માયા ત્યાં નથી. વળી માયાને કબજે લીધા પછી મ્હાલી કે મહમ્મદ સુરતમાં જણાયા નથી. મહમ્મદે વાતમાં જે જે જગ્યાએ જવાની વાત કરી હતી તે બધી જગાએ હું જઇ આવ્યો છું પણ વ્યર્થ ! ગઇ રાતે હું મુંબઈ આવ્યો અને એક માણસ મારફતે મહમ્મદના ડુંગરીપરના મકાનમાં ખબર કાઢતાં મને જણાયું છે કે તે પણ ગમ્મે કાલેજ મુંબઇ આવ્યો છે."

"અજાયબી ! સમરસીંહ મહમ્મદને પણ યાદ કરતો હતો." લલીત બોલ્યો "મારા કરતાં બે ત્રણ કલાક વહેલો આવ્યો હતો–" જગતે શરૂ કર્યું.

"હવે જેમ બને તેમ જલદી મહમ્મદને મળીને, તેને કંઇ પણ શક ન જાય તેમ, માયાનું શું થયું તે કયાં છે, ટુકામાં માયા વીષે જેટલી ખબર મળે તેટલી તારે લઇ આવવાની છે. તું સમજી ગયો?"

"બરાબર, હું વચન આપું છું કે એ કામ હું આબાદ પાર પાડીશ. બીજું કંઇ છે ?"

"હા, તારે મહમ્મદ સાથે વાતમાંને વાતમાં મારૂં નામ લેવું અને મારે માટે તે શું ધારે છે તે જાણી લેવું. મારે તેનો અભીપ્રાય જાણવાની આ સમયે ઘણીજ જરૂર છે. વળી મને કહ્યા પહેલાં તારે મહમ્મદ સાથે જે કંઇ વાત થાય તે કોઇને પણ કહેવી નહી એવું હું વચન માંગું છું."

"હું તૈયાર છું."

"વાત એમ છે કે મહમ્મદને મારે માટે કેટલાક ધીકકાર પાત્ર શક ઉપજ્યા છે અને તે મારે જાણવાથી જરૂર છે."

"હું આજેજ એને કોઇ બ્હાને મળવા જઇશ. પણ તું કયારે મળશે ?"

"હું તને રાત્રે ૯ થી ૧૦ ની વચ્ચે અહીંજ મળીશ. યાદ રાખજે લલીત, કંઇ પણ ભુલ ન કરતો."

"તેની તું ચીંતા ન કર, પણ જગત ! તું માયાપર અજબ મોહીત થયલો લાગે છે !–" કહી લલીત હસ્યો.

"હા. આજ સુધી કોઇ રમણીએ મારા પર એવી અસર કરી ન્હોતી."

લલીતે શું કર્યું ? જગતે માયાની શોધ કરી ? માયા કયાં ગઇ ? જગતે બીજાં શા શા પરાક્રમો કર્યાં ?

# પ્રકરણ ૧૬ મું.

## માખમાર વકીલ.

લલીતને મહમ્મદહુસેન પાસે જવાની સુચના કરી જગત બ્હાર નીકળ્યો અને એક વીકટોરીઆમાં બેસી, ગાડીવાલાને કોટમાં જવાનો હુકમ કર્યો. ગાડીમાં બેસી તે વીચાર કરવા લાગ્યો: "લલીત પાસેથી હું એ કામ કાઢવા માંગુ છું. જો એ જરા ચાલાકીથી કામ લેશે તો મહમ્મદહુસેન પાસેથી માયાને લગતી ખબર સરલતાથી મેળવી શકશે, અને એ મીયાંભાઇ મારે માટે શું ધારે છે તે પણ જણાશે એટલે મ્હાલી" ડોશીએ મને દગો દીધો છે કે નહી અને દગો દીધો હોય તો કેટલા પ્રમાણમાં તે જણાઇ આવશે. પણ–પણ–જો મહમ્મદને વધુ ખબર મળી હશે તો એનું આવી બનશે! મારા છુપા ભેદમાં માથું મારવા માટે એને ભયંકર સજા ખમવી પડશે--અને પેલી બદમાસ ડોશી! જો એને ભયંકર સજા કરવાની ફરજ પડશે તો મને જરા દુ:ખ થશે. એ ઘણીજ--ઘણીજ ઉપયોગી છે પણ એણે મારા ને એના લાભોજ સમાન ગણવા જોઇશે."

થોડીવારમાં ગાડી કોટમાં એક સ્ટ્રીટમાં આવી પહોંચી, અને જગતકુમાર ગાડીમાંથી ઉતરી એક જરીપુરાણા ઘરના પહેલા માળ પર ગયો, માળપરના એક ઓરડાની દીવાલપર "મી૦ એસ. બી. પટેલ, બી. એ. એલ. એલ. બી. વકીલ, હાઇકોર્ટ" એવું ગંદુ પાટીયું લગાવેલું હતું. જગત સીધો મી૦ પટેલની ઓફીસમાં ગયો.

" ઓહ ! મી૦ જગતકુમાર–તમે ?" મહામહેનતે પોટીયું પુરો કરતો તે કણબી વકીલ જગતને જોઇ ખુશાલીમાં આવી જઇ તેને જોસથી શેકહેંડ કરતો બોલ્યો. તે માખમાર વકીલ હતો. કોર્ટમાં પ્રેકટીસ કરવાની તસ્દી તેને જવલ્લેજ લેવી પડતી. લોકોના દસ્તાવેજો લખી આપીને કે ઘરની દલાલી કરીને તે ગુજરાન કરતો હતો તેની ઉમર ૫૫–૬૦ વરસની હતી. એક ફાલતુ ટેબલ સીવાય ઓરડામાં બેચાર ખુરસી અને વકીલ સાહેબની ટેબલ સીવાય બીજુ કંઇ ફર-નીચર ન્હોતું. કારકુનની હસ્તી આખા ઓરડામાં કયાંય જણાતી નથી. ટેબલ પર લાલ દોરીથી બાંધેલા કેટલાંક કાગળો પડ્યાં હતાં.

" તમે મને મરી ગયેલો ધાર્યો હશે ?" જગત ખુરશી પર બેસી હસીને બોલ્યો.

"નહી, નહી. તમે મને મળ્યાજ નહી એટલે જરા ચીંતા ઉપજી હતી. તમે બે મહીને મળ્યા—ખરૂં ?"

" હા. હવે કહો, સેન્ટ્રલ બેંકની બેંકની પાછળનું મકાન મળી શકશે કે નહી ?"

" હા, હા, જરૂર મળશે. મેં તેના માલીકને સમજાવી સમજાવીને થોભાવી રાખ્યો છે, નવા નવા, બ્હાના બતાવી મેં તેને વેચાણ કરવા દીધું નથી. પણ–પણ હજી તમે એ સોદો કરવા માગો છો ? તમારી પાસે—" વકીલ જરા અચકયો.

" પૈસા છે ? એમજને ! ધરવાળો કેટલા માગે છે ?"

"તમે જાણો છો કે એ મકાન લાંબા વખતથી વેચવાને બહાર કાઢયું છે અને તેના માલીકને પૈસા જોઈએ છે. હું એને વારંવાર મળી આવ્યો. દરેક વખતે થોડું થોડું ઓછું કરાવતો આવ્યો અને હવે તેને—પણ મી૦ જગતકુમાર ! એટલી મોટી રકમ તમે કયાંથી લાવવાના હતા ?"

"તમારે તેની શી પંચાત છે ?" તે વૃદ્ધ વકીલના મ્હો પર તીક્ષ્ણ નજર ફેંકી જગત ગુસ્સાથી બોલ્યો.

"કંઈ નહી સાહેબ ! કંઇ નહી. ફકત—"

"ફકત એ કે મારો પોષાક આજે જરા મેલો છે—એ કંઇ ગરીબીની નીશાની નથી. મારી પરીક્ષા પોષાક પરથી નથી કરવાની, બોલો, એ ઘર માટે એનો માલીક કેટલા માગે છે ?"

"૩૦૦૦૦ રૂપીયા રોકડા—" વકીલ બોલ્યો અને આતુરતાથી પોતાના કુળનું ડાચું જોવા લાગ્યો.

"મારે કબુલ છે એને લખી મોકલો. નહી, તમે જાતેજ જઈને મળો ને જેમ બને તેમ જલદી સાટું પુરૂં કરો." જગતે કહ્યું.

"શું ! તમે ખરેખર ઘર લેવા માગો છો ?"

"હા હા"

"ત્યારે—ત્યારે આપણે હવે પૈસાદાર થઈશું" ખુશાલીથી બંને હાથની હથેલી ઘસતો વકીલ બોલ્યો. "જુઓ મી૦ જગતકુમાર ! એ યોજના અસલ મારી હતી. તમને આપણા કરારની ખબર છે કે ?

અરધો અરધો ભાગ ! મી૦ જગતકુમાર ! અરધો અરધો ભાગ ! તમે મને છેતરશો તો નહીને ? વરસો સુધી મેં એ યોજના સફળ કરવાને મહેનત કરી છે મને હવે ઘરડે ઘડપણ તમે મને દગો ના દેતા, મને વચન આપો—"

"નોનસેન્સ ! મી૦ પટેલ ! આવી બચ્ચા સહી વાત ના કરો."

"વેલ, વેલ, મી૦ જગતકુમાર ! ગુસ્સે ના થાઓ. મારા પર દયા રાખજો વરસો થયાં મે ગરીબી જોઇ છે, હું ઘણોજ દુઃખી માણસ છું. જે દીવસે મેં શ્રીમતોના હથીઆર થવાનું કામ કબુલ કર્યું એ કમનસીબ દીવસ પછી મેં કદી સુખ જોયું નથી, પણ હું આડી વાત પર ઉતરી પડયો. હું શું બોલું છું તેનું મને ભાન નથી. હું તમને બુરૂં લગાડવા માગતો નથી. હું ગાંડો થઇ ગયો છું. એક-દમ શ્રીમંત થઇ જવાની આશાથી મારૂં મગજ ચકરાઇ ગયું છે. હા ! વરસો થયાં મેં એ યોજનાનો વિચાર કર્યો હતો અને હવે તેનો અમલ થશે મકાનોના પ્લાન દોરવા, કેવી રીતે—"

"જુઓ મી૦ વકીલ ! મરદ બનો ને હીમ્મત રાખો—" જગને તેની વાત અટકાવી કહ્યું, "ગરીબીને કંગાલ્યત હવેથી તમારાથી દુર નાસી જશે આપણો સાહસ પાર પડે ત્યાંસુધી તમને મોહતાજ ન રહેવું પડે તેની હું કાળજી રાખીશ. લો આ બસો રૂપીઆ હમણાં રાખો તમે જોઇ શકશો કે હું તમારી સાથે ન્યાયથી વર્તવા માંગું છું" કહી જગને ટેબલ પર સો સોની બે નોટ મુકી.

"બસો રૂપીયા! મહીનાઓ થયા મેં એટલી રકમ જોઇ નથી. મારા બધા કુળો મને છોડી ગયા છે મને કલાર્ક રાખવો પણ પરવડતો નથી. મી૦ જગતકુમાર! હું ઘણોજ કંગાળ માણસ છું."

"હવે મુદ્દાની વાત પર આવો, પેલા મકાનના માલીકને મળવામાં ઢીલ ના કરતા. મીલકત મારા નામ પર ચઢાવવાનું ખત તૈયાર થતાંજ બધા રૂપીયા રોકડા આપવામાં આવશે. ચાલો, સાહેબજી!" જગત ઉઠ્યો. વકીલે તેનો આભાર માની પાછી શેકહેંડ કરી અને જગત તેની ઓફીસમાંથી બહાર નીકળ્યો.



# પ્રકરણ ૧૭ મું.

## પીઠાંમાં કાવતરૂં.

પરેલમાં લાલદાસ શેઠની મીલની બાજુમાં આવેલા પીઠાંના ઘડીઆળમાં બેના ટકોરા થયા. છોટુ મીલમાંથી છુપી રીતે નાસી જઇ પીઠામાં દાખલ થયો અને એક ટેબલ પર બેસી ગણગણ્યો: "નખ્ખોદ જાય એ સાળા ઓવરસીઅરનું ! મારા પર હમણા એ બારીક નજર રાખે છે મારે હવે જલદીથી લાલદાસ કાકાને પ્રણામ કરવા પડશે. જો જગમોહન જલદી નહી મળે—"

એજ પળે તેના કાને કોઇના હાસ્યનો અવાજ સંભળાયો અને જે શખસની તે કાગને ડોળે રાહ જોતો હતો તેજ તેની સામે આવી ઉભો રહયો. જગમોહનના મ્હો પર થોબીઆ હતા. તેની મુછો મોટી હતી અને તેણે કાળો કોટ પહેર્યો હતો.

"ઓહ ! તમે આવ્યા ! મારા જાનોજીગર દોસ્ત ! તમને મળવાને હુ કેટલો આતુર હતો તે મારૂંજ મન જાણે છે. તમે આટલો વખત કયાં હતા ? હું તો ધારતો તો કે તમારા પર કઇ બલા આવી કે શું ?" છોટુ આતુર સ્વરે બોલ્યો.

જગમોહને ખુરસી પર બેસી જવાબ આપ્યો. "કામસર મને મુંબઇથી દુર જવુ પડયું હતુ અને ત્યાં મારી ધારણા કરતાં મારે વધુ વખત રહેવું પડયું હતું—"

"તમને ખબર છે કે તમારા હુકમ પ્રમાણે હજુ સુધી લાલદાસની નોકરીમાં રહેતા મને કેટલો ત્રાસ વેઠવો પડયો છે? મને દીક્ષા અપાઇ ત્યારે એક બે અઠવાડીઆ મારે નોકરીમાં રહેવાની શરત હતી–પણ એ વાતને લગભગ બે મહીના થઇ ગયા—"

"જરા ધીરજ ધર, છોટુ–" જગમોહન તે આળસુ જવાનને પટાવતો બોલ્યો. "તું મારા કહ્યા પ્રમાણે ચાલ્યો તેથી હું ઘણો ખુશી થયો છું. ખાત્રી રાખ કે હું તારૂં કલ્યાણ કરવાનો નીશ્ચય કરી બેઠો છું. આજ સુધી મેં તને લાલદાસની નોકરી શા માટે રાખ્યો છે તે હું તને આવતી કાલે રાતે બતાવીશ."

"આવતી કાલે રાતે?"

"હા–કાલે રાત્રે–" "જગમોહન બોલ્યો. "પહેલા દારૂ મંગાવવા દે. હું તને પીતાં પીતાં બધી વાત કરીશ."

તરતજ બ્લેક એન્ડ વ્હાઇટની એક પાઇન્ટ મંગાવવામાં આવી–પ્યાલા ભરાયા અને સલામતી લેવાઇ.

"ત્યારે તારે નોકરી છોડવી છે ખરૂં?"

"હા. હું મોજમજાહ કરતો થઇ જઇશ એવુ તમે મને વચન આપ્યું ન્હોતું?"

"બરાબર મારે તને પુરી મોજમજાહ કરાવવી છે–બે ઘડીની મોજ કરાવવી નથી, પણ હંમેશને માટે મનભાવતા રંગરાગ ઉડાવવાને જોઇતા પૈસા મેળવવામાં તારે મદદ કરવી જોઇશે."

"મને રસ્તો બનાવોને! હું તમે કહો તે કરવાને તૈયાર છું." છોટુ તરત તૈયાર થયો.

"રૂપીઆની નોટો બોરની માફક ઝાડપરથી તુટી પડતી નથી–" તીક્ષ્ણ નજરે છોટુ તરફ જોઈ જગમોહન બોલ્યો, "નોટો મજબુત તીજોરીઓ અને શ્રીમંતોના ખીસામાંથી મળી શકે છે."

"ક્યાંથી મળે તેની મને દરકાર નથી. હું તો ગમે ત્યાંથી પૈસા મેળવવા માગું છું."

"શાબાશ બચ્ચા! એવાજ ખ્યાલ રાખજે. લે સલામતી–ભર ગલાસ–" જગમોહને છોટુને ચઢાવ્યો.

"હું ગભરાયો નથી હાં!—" છોટુ પ્યાલી ખાલી કરતો બોલ્યો, "જગમોહનદાસ! મને હુકમ કરો–રસ્તો બતાવો. તમારો સેવક તમારી સેવામાં તૈયાર છે. જો હું લાલદાસ શેઠની તીજોરી તોડું તો પૈસા મળે એમ છે. ફાતમા સાથે બે મહીનાથી હું પ્રેમમાં પડ્યો છું પણ તેને રાજી રાખવાને એક પાઈ પણ ખર્ચી શક્યો નથી. અત્યાર સુધી એણેજ મારા ખાવાપીવાનો ખર્ચ આપ્યો છે તે મને ગમતું નથી."

"તારે તે માટે વધુ વાર શરમાવું નહીં પડે છોટુ! તેં પોતેજ એક યોજના હમણાં રજુ કરી છે તેનો આપણે ઉપયોગ કરીશું. લાલદાસ તીજોરી ક્યાં રાખે છે તે તું જાણે છે?

"હા, બરાબર જાણું છું. હું થોડાક દહાડાથી એ તીજોરીપર નજર રાખી બેઠો છું–પણ—"

"પણ શું ?"

"તમારા હુકમ વિના કંઇ કરવાનું મને ઠીક લાગ્યું નહીં. વળી તીજોરીના ઓરડાની બાજુમાં જાડો બદ્દો સુએ છે."

"ત્યારે તીજોરી બોંયતળીએ છે?"

"હા."

"અને ચાવી"

"લાલદાસ પાસે."

"સુતી વખતે તે ચાવી પોતાની સાથે રાખે છે?"

"હા."

"ઠીક...એ લોકોના પાણીમાં રાતે કંઈ કેફ નાખવી જોઇશે." ધીમે સ્વરે જગમોહન બોલ્યો.

"શું ? શું ? મી૦ જગમોહન !—"

"એટલુંજ કે હું તીજોરીની ચાવી મેળવવાનો રસ્તો શોધી કાઢીશ. પણ છોકરું ! તું એમ ધારેછ કે લાલદાસ તીજોરીમાં વધુ પૈસા એકી વખતે રાખતો હશે?"

"આવતી કાલે તો હોવાજ જોઇએ. કારણ કે પરમ દહાડે શનીવાર છે ને શનીવારે બધા મજુરોને પગાર આપવાનો છે. લાલદાસ શેઠ રહવારે નવ વાગે પગાર આપે છે કે જેથી મજુરોની સ્ત્રીઓ

દીવસમાં ખરીદી કરી શકે. એમનો મત એવો છે કે સાંજે પગાર મળતાં કામદારો સીધા પીઠાંમાં જાય છે. પણ મને તો સ્હવાર ને સાંજ સરખી છે. મને ગમે તે વખતે દારૂ પચી શકે છે...શનીવારે સવારે પગાર હોવાથી કાલે બેકમાંથી નાણાં લાવવાના આવશે અને તે તીજોરીમાંજ હશે." છોટુએ ખુલાસો કર્યો.

"ત્યારે તો આપણો સીતારો ચમકતો લાગે છે, મેં એ કામ માટે આવતી કાલની રાતજ નકકી કરી હતી." જગમોહન હસીને બોલ્યો. "ત્યારે આવતી કાલે આપણે તીજોરી ખાલી કરીશું તે દરમીયાન તારા ખર્ચ માટે આ ૩૦ રૂપીઆ લે...હવે થોડીક સુચનાઓ સાંભળી લે. પહેલું—પણ તું પેલા છોકરા સાથેજ સુએ છે કે?"

"હા, પણ હું તેને જગાડ્યા વીના ઓરડામાંથી હમેશાં બહાર જાઉં છું." છોટુ બોલ્યો.

"શાબાશ દીકરા! સાંભળ–કાલે રાતે બાર વાગે કે તરત ઓરડામાંથી બહાર નીકળી મને ઘરમાં દાખલ કરજે. કંઇ પણ ભુલ ન થાય તે માટે યાદ રાખજે કે તારે તારા ઓરડામાંથી બરાબર બાર વાગે બહાર નીકળવાનું છે. જો બાર ને ૫* મીનીટે તું નીચે ન આવ્યો તો હું સમજીશ કે કોઇ ગંભીર કારણથી તું રોકાઇ ગયો હશે, તેમ થશે તો હું એક વાગે પાછો આવીશ કે જે સમયે તને કંઇ નડતર નડવાનો સંભવ નથી."

"હું સમજી ગયો. બને તો બાર વાગે–નહી તો એક વાગે તો જરૂર! સારૂં થયું કે મારી મા ગામ ચાલી ગઇ છે."

"તને તારી બ્હેનની ખબર ન મળી ? જગમોહને પુછયું.

"નહી, હું ધારું છું કે તે આપણા રસ્તામાંથી હંમેશને માટે ચાલી ગઇ છે. ભલે તે તેને રસ્તે જાય-હું મારે રસ્તે જાઉં. મારા કોઇ ગરીબને પરણી બચ્ચાં જણ્યાં કરે તેના કરતાં તે કોઇ શ્રીમંતને ઉલ્લુ બનાવી મોજ કરે તે મને વધારે ગમે છે." છોટુ બહેન તરફ નીચ પ્રકારની બેદરકારી બતાવતો બોલ્યો.

"ફ્રાતમા કદી તારી આગળ મ્હાલી ડોશીની વાત કરે છે ?"

"ફ્રાતમા કહેતી હતી કે એ ડોશી બેએક મહીનાથી ગુમ થઇ ગઇ છે. તે કયાં ગઇ છે તેની કોઇને ખબર નથી. એક રાતે હું ફ્રાતમાને મળવા ગયો ત્યારે તેનો ખાવીંદ ધારવા કરતાં વહેલો આવી ગયો. ફ્રાતમાએ સમયસુચકતા વાપરી મને તેના પીત્રાઇ તરીકે ઠેસવી દીધો ને મે ટરકાશ ટોપી પહેરેલી હોવાથી હું મુસલમાન મનાઇ ગયો. એ પણ વીચીત્ર જેવું હો ! ફ્રાતમાને તેનો ધણી મ્હાલી ડોશીનો દીકરો ! નાતજાતને ધર્મના ભેદો નાબુદ કરવાના સીદ્ધાંતનો એ લોકો અમલ કરે છે-પણ હું મારી વાત ભુલી ગયો. અમે ત્રણ જણ ખાવા બેઠા ત્યારે મ્હાલી ડોશીનો દીકરો હરીલાલ પોતાની માની ગેરહાજરીની ચીંતાજનક રીતે વાત કરતો હતો."

"હવે એકજ સવાલ. જો છોટુ ! મારાથી તારે કઇ છુપાવવાનું નથી, ફ્રાતમાનો મારે માટે કેવો મત છે?" જગમોહને તીક્ષણ નજરે છોટુને જોતાં પુછયું.

"હાલમાં તમારા પર રીઝ્યા છે. તે હંમેશા માનથી તમારી વાત કરે છે અને હંમેશા તમને વફાદાર રહેવા માગે છે."

"મારા સઘળા સંબંધીઓ મને ચાહે તે જોવાને હું ઘણો આતુર છું. ચાલ, છોટુ! હવે હું જાઉં, મારે અગત્યનું કામ છે." બન્ને મીત્રો છુટા પડયા. છોટુ મીલ તરફ ગયો અને જગમોહન પરેલ-માંના પોતાના છુપા નીવાસસ્થાનમાં ગયો કે જ્યાં તે વેષ બદલવાના સાધનો રાખતો હતો.



# પ્રકરણ ૧૮ મું.

## માયાનો પત્તો મળ્યો.

ઘડીઆળમાં નવના ટકોરા થતાં જગત કુમાર વેષ બદલી લલીતકુમારના સેંડહર્સ્ટ રોડ પરના મકાનમાં દાખલ થયો, ઘરમાં જતાંજ લલીત પાસે જઇ તેણે આતુરતાથી પુછ્યું.

"બોલ, બોલ લલીત! શા સમાચાર છે! માયાનો કંઇ પત્તો મળ્યો?"

"હા."

"ક્યાં છે? મને ના ટટળાવ, જલદી બોલ."

"માયા ગોલવડમાં છે."

"ગોલવડમાં?"

"હા, મહમ્મદ હુસેનનો ત્યાં એક બંગલો છે અને માયા ત્યાં તેની મીસ્ટ્રેસ તરીકે રહે છે."

"શું? ગોલવડમાં? મુંબઇથી ચાર કલાકના રસ્તા પર? અને હું ગધેડો સુરત, અમદાવાદ વડોદરા ને બીજા કેટલાય ગામ ખુંદી આવ્યો! મહમ્મદનો ગોલવાડમાં બંગલો હશે એવી મને ખબર ન્હોતી."

"એણે એ બંગલો હમણાંજ–એજ મહીનાની વાત પર ખાસ માયાને રાખવા માટેજ ખરીદ્યો હોય એમ જણાય છે. જગત! દોસ્ત! મેં એવી ચાલાકીથી વાત કરી હતી કે મહમ્મદે જરાએ જરા વાત મને કહી દીધી, લે, જરા વ્હીસ્કી પી—પછી હું તને બધી વાત કરું."

"નહી, હમણાં કંઇ નહી, તું પહેલાં વાત પુરી કર." જગતે આતુરતાથી કહ્યું.

"જેવી તારી મરજી," લલીત બોલ્યો: "આજે બપોરે બેએક વાગાને શુમારે હું ડુંગરી પરના મહમ્મદ હુસેનના ઘરમાં ગયો ત્યારે તે એકલોજ હતો. મારે ને એને ગાઢ દોસ્તી નથી. વળી એને મારા પર કંઇક અભાવ છે. છતાં તેની ફાંકડી ઘોડી ખરીદવાનું બ્હાનું કાઢી હું તેને મળ્યો અને મેં મ્હોં માંગી રકમે ઘોડી ખરીદવાનુ કબુલ કરવાથી તે ખુશ ખુશ થઇ ગયો. ચારેક વાગાના શુમારે તેણે શરાબ મંગાવ્યો. સ્વાદિષ્ટ ભોજન મંગાવ્યું અને અમે પીતાં પીતાં વ્હીસ્કી, ને બ્રાંડીની અનેક જાતોની ચર્ચા કરવા લાગ્યા. થોડીજ વારમાં મેં સુંદ-રીઓની ચર્ચા શરૂ કરી. તું જાણે છે કે મહમ્મદનો એ માનીતો વીષય છે તેણે હિંદુસ્થાનના એકેએક પ્રાંતની ખુબસુરતીનાં મારી આગળ વર્ણન કર્યા. કાસ્મીરની શ્વેત વરણી પંડીતા, મારકણી આંખો-વાળી પંજાબણ, સ્યામ પણ ઘેરા નયનાની રેશમ જેવા ચોટલાવાળી ફાંકડી બંગાલણ, નમણી ગુજરાતણ ને ઉઘાડા માથાંની શરમાળ દક્ષીણી રમણીઓ, રત્નાગીરી ને ગોઆની નાયકણીઓ ને મદ્રાસ ને કેરલની ગરીબ વફાદાર સ્ત્રીઓની વાત સાંભળવામાં મને અત્યંત

રસ પડ્યો. પછી મેં સાવચેતીથી, જાણે કંઇ જાણતોજ ન હોઉં તેમ માયાની વાત કાઢી. તે દિવસે ગ્રાંટરોડ સ્ટેશન પર આપણે માયાને તેની મા સાથે જોઇ હતી તે તને ખબર છે ને? મેં મહમ્મદને કહ્યું કે માયા સાથે વલસાડમાં પહેલી પીછાન મને થઇ હતી પણ તે મુંબઇ આવી મહમ્મદ તેના પ્યારમાં પડ્યો હતો. એ પ્રેમ લીલાનું પરિણામ શું આવ્યું? એવો પ્રશ્ન પુછાતાં તે ખીલ્યો. તેણે મને બધી વાત કરી—"

"મને એ વાત વિગતવાર કહે." જગને કહ્યું.

"વારૂ" લલિતે જવાબ આપ્યો.

"મહમદે કહ્યું: દોસ્ત માયાના પ્રેમમાં હું સફળ થયો છું. પણ તમે તે જગતકુમારના ખાસ દોસ્ત છો કે?" અચાનક તેને સ્ફુરી આવ્યું હોય તેમ તેણે મને પુછ્યું. અને મેં વખત વિચારી જવાબ વાળ્યો: "નહિ બીલકુલ નહિ. ઉલટું અમને એ મહિના પર મારામારી થઇ હતી અને મેં તેનું કાળું મ્હોં કદિ પણ ન જોવાનો નીશ્ચય કર્યો છે."

"શાબાશ, લલીત શાબાશ!-' જગન બોલ્યો: "પછી તેણે શું કહ્યું?"

"તેણે કહ્યું કે જો એમ હોય તો માયા સાથના તેના પ્રેમની વાત મને કહેવામાં તેને કંઇ વાંધો ન્હોતો. તેની વાત પરથી મને જણાયું કે પ્રથમ માયાને મ્હાલી ડોશીને ત્યાં રાખવામાં આવી હતી કે જ્યાંથી તે ઉપાડી ગયો—"

"કેવી રીતે તે તેણે તને કહ્યું ?"

"તેણે ટુંકમાં વાત કરી. સાંભળ તું ફેરાસ રોડ પર પકડાઇ ગયો અને એક કોન્સ્ટેબલ માયાને લઇ ગયો. મહમ્મદ હુસેને પોલીસને ગમે તેમ સમજાવી તેણે માયાનો કબજો લીધો. પ્રથમ તો માયા ન સમજી. તેણે આપઘાત કરવાની કોશીષ શુધ્ધા કરી જોઇ પણ આખરે તે પોતાની સરજતને શરણે થઇ અને મહમ્મદ કહે છે કે તે હવે સુખી છે. પણ મને તેની વાત સાચી લાગતી નથી કારણ કે હજુ મ્હાલી ડોશી માયાની સાથે ગોલવડના બંગલામાં રહે છે."

"એમ ! ત્યારે એ ડોકરી ગોલવડમાં છે!" જગત હોઠ કરડી બોલ્યો: "માયા વીષે બીજી કંઇ વાત થઇ ?"

"મેં બેદરકારીથી તમારૂં ફરીથી નામ દીધું ત્યારે તે બોલ્યો કે હું એ સખસને પસંદ કરતો નથી પણ તેને કેદ કરાવવા જેટલી હદે જવા માટે હું દીલગીર છું. મ્હાલી ડોશીએ નાપાયાદાર અને વીચીત્ર આરોપોની વાત કરી મને ઉંધે રસ્તે દોર્યો હતો પણ હવે એ ડોશી કબુલે છે કે તે જગતકુમાર વીરૂધ્ધ કંઇજ જાણતી નથી. માયાને તમે ન શોધી શકો એવી જગ્યાએ લઇ જવા માટેજ તમને થોડાક કલાક વગર ભાડાની કોટડીમાં બેસાડવા માટે એ ડોશીએ બનાવટી વાત મને કહી હતી. મહમ્મદ ગઇ કાલેજ કંઇ ખાસ કામ માટે મુંબઇમાં આવ્યો છે. તે આઠ દશ દીવસ અહીં રહેવાનો છે. તેણે મને ખાત્રીથી કહ્યું કે તે પોલીસ ઇનસ્પેકટરને મળીને તારી ગીરફતારી માટેની સઘળી વાતો ભુલભરી હતી તે કહી આવનાર છે."

"ઠીક છે. આટલો બધો ત્રાસ આપ્યા પછી પણ એ પોતાની ભુલ જોઇ શક્યો. હું એને મારૂં પાણી બતાવવાને આતુર હતો. હવે લલીત! આજે તે મારી જે અમુલ્ય સેવા બજાવી છે તે માટે હું તારો અંતઃકરણપુર્વક આભાર માનું છું."

"એમાં આભાર માનવાની કંઇ જરૂર નથી."

"નહિ. ઘણીજ જરૂર છે. તેં મારી અમુલ્ય સેવા બજાવી છે." તે થોડીવાર વીચારમાં પડ્યો અને પછી એક વિચિત્ર ફેશનની વીંટી પોતાની આંગળીમાંથી કાઢી તે લલીત આગળ ધરી બોલ્યો:

"લલીત! આ લે. એને મારી દોસ્તીની નીશાની ગણજે, હું જાણુ છું કે તારા જેવા શ્રીમંત માટે આ નજીવી ચીજ છે. પણ મારા મનનો એ એક જાતનો ભ્રમ છે-એક વહેમ છે. મને પાગલ ના ગણુનો પણ જો તને મારા મીત્રતાની કીમ્મત હોય, જો તું મને ચાહતો હોય તો આ વીંટી હંમેશા બ્હાર જાય ત્યારે તારી આંગળી પરજ રાખજે. ખાસ કરીને રાતે તો કદી આ વીંટી વીના બ્હાર ન જતો."

"આપણે આપણી વીંટીઓ અદલાબદલી કરીએ તો કેમ?" લલીતે હસીને તે વીંટી લીધી અને પોતાની કીમતી હીરાજડીત વીંટી જગતને પહેરાવી. પેલી વીંટી હંમેશા રાતે પહેરીનેજ બહાર જવાની જગતની સુચનાને તે એક ખાલી ધખારો માનતો હતો પણ તેમ ન્હોતું તે વાચનારને આગળ જતાં જણાશે.

"હવે તું મને માયા સાથેની તારી નાસભાગની વાત કર ને સાથે સાથે જરા શરાબ પણ પીવા માંડ-"

જગને ખુશીથી લલીનનું આમંત્રણ સ્વીકાર્યું. તેણે માયા સાથેની નાસભાગ અને પોલીસને આપેલી થાપની વીગત લલીતને હસતાં હસતાં કહી અને બંન્ને મીત્રોએ ત્યાર પછી શરાબને ઇનસાફ આપવા માંડયો.

પ્રીય વાંચનાર, આ અલબેલી મુંબઇ નગરીમાં કેવાં કેવાં કામો થાય છે તેનો આ એકજ વારતામાં સંપુર્ણ ચીતાર આપવાનો અમે નીશ્ચય કર્યો છે. ન્યુ ઇંડીયા બેંકની પાછળનું મકાન ખરીદવાની જગતે શા માટે યુકતી રચી હતી? મહમ્મદ હુસેનના પંઝામાં ગોલવડના બંગલામાં રહેતી માયા કેમ દીવસ ગુજારે છે? જગત લાલદાસ શેઠની ત્રીજોરી છોટુની સહાયથી કેમ લુટાવે છે? અને લલીતને તેણે આપેલી વીટીનો ભેદ શો છે?



# પ્રકરણ ૧૯ મું.

## લાલદાસને ત્યાં ચોરીની તૈયારી.

રાતે આઠ વાગ્યાનો સમય હતો, લાલદાસનું કુટુંબ છોટુ તથા નવનીત સાથે વાળુ કરવા બેઠું હતું એવામાં નોકરે આવીને જગત કુમારના આગમનની ખબર આપી.

"એમને અહીં લઇ આવો." લાલદાસે નોકરને કહ્યું અને પછી પોતાની પત્નીને સંબોધીને તે બોલ્યો "આ ગ્રહસ્થે ગ્રાંટરોડ સ્ટેશનપર મને માયા વીષે થોડીક ખબર આપી હતી. ગરીબ બીચારી! એનું શુ થયું તે કંઇ સમજાતું નથી."

બે પાંચ પળમાં જગત તે ઓરડામાં આવ્યો. તેણે કીમતી વસ્ત્રો પહેર્યાં હતા. લાલદાસે તેને ઉભા થઇ આવકાર આપ્યો અને વાળુ કરવાનું નીમંત્રણ કર્યું. જગને તરતજ આમંત્રણનો સ્વીકાર કર્યો. અને ડગલો તથા ટોપી કાઢી પાટલે બેઠો.

"લાલદાસ શેઠ! હું તમને સ્ટેશનપર મળ્યો ત્યારપછીના બે મહીના હું બહારગામ ગયો હતો એટલે તમને મળ્યો નહોતો. પણ અત્રે આવતાં વાર હું તમને મળવા આવ્યો છું." જગત આસપાસ નજર કરી હસીને બોલ્યો.

"તમારા આગમનથી હું મને મોટું માન મળેલું સમજું છું." લાલદાસે કહ્યું. "અમે સાદા માણસો છીએ અને અમારૂ ભોજન પણ સાદું છે. તમને ગમશે?"

"જો આ ભોજન સાદું ગણાતું હોય તો હું ઇચ્છું છું કે મારી આખી જીંદગી આવું ભોજન મળ્યા કરે—" જગત હસ્યો.

લાલદાસ પણ હસ્યો. જગતે ભોજનની ખુબ પ્રશંસા કરી લાલદાસની બ્હેનીણીને રાજી કરી. પણ જગત આવ્યો ત્યારથી છોટુની મનોદશા વીચીત્ર થઇ ગઇ હતી. તેને આ માણસનો ચેહેરો આબાદ જગમોહન જેવો લાગ્યો હતો. પણ જગમોહનના મ્હોંપર થોભીઆ હતા તથા તેની મુછો ભરઉ હતી, જ્યારે જગતના મ્હોંપર વાળનું નામનીશાન ન્હોતું. તે અપ-ટુ-ડેટ પોષાકમાં મુછો મુડાવીને આવ્યો હતો જતાં છોટુને ગંભીર શક ગયો.

"આપણે કોઇવાર અગાઉ મળ્યા છીએ?" છોટુએ લથડતા અવાજે પુછયું.

"બનવાજોગ છે. હું મુંબઇમાં ધંધાસર ખુબ રખડું છું એટલે તમે મને જોયો હશે પણ મને કંઇ યાદ નથી." જગત બોલ્યો અને પછી તેણે છોટુ તરફ એવી સ્થીર તથા કરડી નજરે જોયું કે તે નીચું જોઇ ખાવા મંડી ગયો. બધા ધીમે ધીમે વાત કરતા ખાવા લાગ્યા. જગત લાલદાસની બાજુમાંજ બેઠો હતો. ખાતાં ખાતાં તેણે અતીશય સાવધાનીથી લાલદાસના પાણીના લોટામાં કંઇ સફેદ ભુકી નાખી દીધી. આ બનાવપર કોઇનું ધ્યાન ગયું નહીં.

ભોજન પુરું થયું. જગત અને લાલદાસ દીવાનખાનામાં ગયા અને સીગારેટ પીતા પીતા વાતે વળગ્યાં.

"તમને મળવા આવવામાં ખાસ બે હેતુ છે મી૦ લાલદાસ! એક તો તમને મળવાનો આનંદ લેવાનો અને બીજો પેલી મ.નકસીમ

છોકરીની તપાસ કરવાનો ! તમારા કુટુંબની હાજરીમાં એ બીચારીની વાત કરવાનું મને યોગ્ય લાગ્યું ન્હોતું."

"તમારી વીવેકબુધ્ધિ માટે હું તમારો આભાર માનું છું" જગતકુમાર ! માયાનો કંઇ પત્તો મળ્યો નથી. જમતી વખતે તમારી સામે બેઠેલો યુવાન તેનો સગો ભાઇ થાય."

"એમ !" જગત આશ્ચર્ય દર્શાવી બોલ્યો.

"હા. એ ઘણોજ આળસુ છે. અને મારે ત્યાં આઠ મહીનાથી છે છતાં કંઇ શીખતો નથી."

"ઉલ્લુ છે ! તમારા જેવા શેઠની સાથે એવું વર્તન ચલાવનાર નાલાયક ગણાવો જોઇએ—" જગતે જવાબ આપ્યો. "તમે તમારા મજુરોના આદર્શ માલીક છો."

"તમારા મારા માટેના સારા અભીપ્રાય માટે હું તમારો આભાર માનું છું પણ મી૦ જગતકુમાર ! સામાન્ય બુદ્ધિ અને ન્યાયથી ચાલવા માટે મને કે કોઇપણ માલીકને ખાસ ધન્યવાદની જરૂર નથી." લાલદાસ વીવેકી સ્વરે બોલ્યો. "જો માલીકો મજુરો સાથનો સંબંધ સમજે તો આ દેશના મજુરોની સ્થીતીમાં ઘણો સુધારો થવા પામે. હું હંમેશાં એ સીધ્ધાંતને માનતો આવ્યો છું કે મજુરી એ એક જાતની થાપણ છે અને એ થાપણ પરનું વ્યાજ તે મજુરોના પગાર છે. આથી માલીકની મજુર જેટલા પ્રમાણમાં સેવા કરતો હોય તે પ્રમાણે તેને પગાર આપવોજ જોઇએ. જો માલીક

કીમતી મજુરીને ઓછા પઇસા આપેછ તે અપ્રમાણીક અને અન્યાવી છે. જ્યારે કોઇ કારીગર મારી નોકરીમાં આવે છે ત્યારે હું તેની નોકરી સ્વીકારૂં છું. તે તરતજ કારીગરીરૂપી પોતાની મુડી મારા ધંધામાં રોકે છે, તે જેટલો વખત મારી નોકરીમાં રહે તેટલો વખત તેના મુડીનો હું લાભ લઉં છું અને તેનું વ્યાજ પગારરૂપે આપું છું. ખરૂં જોતાં મને એવી એકત્રીત થાપણ અથવા એકત્રીત મજુરી વીના ચાલે તેમ નથી અને તેથી એ મુડીપર મારે યોગ્ય વ્યાજ આપવુંજ જોઇએ. દરેક કામદાર પોતાના માલીકના ધંધામાં કંઇને કંઇ લાભ આપે છેજ. અને તેથી તેને પોતાના પગાર ઉપરાંત નફામાં ચોકસ ભાગ મેળવવાનો હક છે. કારણ કે જ્યારે વેપાર મંદ પડે છે ત્યારે સૌથી પહેલું નુકસાન મજુરનેજ થાયછે. હું એમ કહેવા માગું છું કે જ્યારે વેપારમાં તેજી હોય ત્યારે તરત પગાર વધારી આપવા જોઇએ. આ સીધ્ધાંત ન્યાયનો છે કારણ કે વેપાર મંદ પડે ત્યારે માલીકો પગાર ઘટાડે છે અથવા કેટલાક મજુરોને બરતરફ કરે છે. પગાર ઘટાડીને માલીક એમ કહે છે કે સંજોગો જોતાં મજુરોની મજુરીરૂપી મુડી પર તેને વધુ વ્યાજ આપવું પરવડતું નથી અને મજુરોને બરતરફ કરીને તે કહે છે કે હવે તેની મુડીની તેને બીલકુલ જરૂર નથી. આથી મજુર માલીકના ધંધામાં મુડી રોકે છે એટલુંજ નહીં પણ તે થોડુંક જોખમ પણ ખેડે છે. જો માલીક દેવાળુ કાઢે તો મજુરો બીજી નોકરી શોધી લે એમ કહેવું ઘણું સહેલું છે પણ એકજ માલીકની નોકરી કરનારા અસંખ્ય નોકરો બેકારીનું જોખમ ખેડે છે તે કોઇ સમજતું નથી. આ પ્રશ્નનો વીચાર કરતી વખતે મજુરો અને માલીકોના બે વર્ગો ગણવા જોઇએ. ટુંકમાં માલીક

પૈસા રોકે છે, મજુર મજુરી કરે છે અને એ બન્નેના ભેગી મહેનત નફો લાવે છે. માલીક ખોટનું જોખમ ખેડે છે એટલે બંનેને નફા-ટોટામાં લાભ અને નુકસાન છે અને તેથી ઇનસાફને ખાતર માલીકોએ વેપારની તેજી વખતે મજુરોના પગાર વધારી આપવા જોઇએ મી० જગતકુમાર ! જો આ પ્રમાણે સઘળા માલીકો વર્તે તો વારંવાર ભયંકર હડતાળ જોવી ન પડે-" લાલદાસે પોતાની દલીલો પુરી કરી.

" હું તમારા વીચારો સાથે સપુર્ણ સમત થાઉં છું. તમારા આવા સીદ્ધાંતથી સંતુષ્ટ રહેતા મજુરોને પગાર લેતા જોવા એ જીવનનો એક લ્હાવો ગણાવો જોઇએ." જગતે કહ્યું.

" કોઇ મહીનાના છેલ્લા શનીવારે મારી મીલમાં પધારજો અને મારા મજુરોની સ્થીતી નજરે જોઇ જજો. હાલમાં વેપાર તેજ છે એટલે આવતી કાલે મારા મજુરોને વધારાનું બોનસ મળશે. આ બોનસ હું મહેરબાની તરીકે આપું છું તેમની મુડી યાને તેમની મજુરી મારે માટે લાભકારક નીવડી છે એટલે એ વધારાના નફામાંથી મારે તેમનો હીસ્સો આપવોજ જોઇએ. આજે મેં આગલા મહીના કરતાં પગાર માટે રૂ. ૩०००० વધુ ઉપાડયા છે. હું દર મહીનાના છેલ્લા શનીવારે સવારે પગાર આપું છું જેથી મજુરોની સ્ત્રીઓ દીવસે ખરીદી કરી શકે અને સાંજે પગાર મળતાં સીધા પીઠાંમાં જવાનો ભય ઓછો થાય- "

" તમારા જેવા ખાનદાન મીલમાલેકની પીછાન થવા માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું." કહી જગતે રજા માગી. લાલદાસ તેને દાદર સુધી મુકવા ગયો અને જગત ખુશી થઇ ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૦ મું.

## ચોરી.

ઘડીઆળમાં રાતના બાર વાગ્યાના ટકોરા થયા. તરતજ છોટુ પોતાના ઓરડામાંથી બ્હાર નીકળ્યો અને છુપી રીતે મકાનના દરવાજાની બારી ખોલી તેણે જગમોહનને અંદર લીધો. બંને એક ઓરડામાં ધીમે પગલે ગયા પૂછી છોટુ બોલ્યો: "બધુ બરાબર છે."

"મને લાલદાસના સયનગૃહમાં લઇ જા."

ચંદ્રનો પ્રકાશ બારીમાંથી ઓરડામાં આવતો હતો. જગમોહને જોયું કે તેનો જવાન સાથી તેના તરફ અજાયબીથી જોઇ રહ્યો છે. છોટુ ખરેજ મુઝવણ અને અજાયબીની મીશ્રીત લાગણીથી પોતાના ભેદી સહાયકને જોઇ રહ્યો હતો.

"છોટુ! તું મારૂં ડાચું કેમ ટીકી રહ્યો છે? તું મને ભુત કે પીશાચ તો માનતો નથી?" જગમોહને પુછ્યું.

"મને માફ કરજો જગમોહનદાસ! હું જાણું છું કે તમારા ભેદમાં માથું મારવાનો મને હક નથી, તમે આપણી ટોળીના સરદાર છો—"

"બીજું કંઇ?"

"વાત એમ છે કે મને એક વિચિત્ર શક ઉપજ્યો છે. આજે રાતે વાળુ કરવા તમે આવ્યા હતા?" છોટુ ભયભીત થઇ બોલ્યો.

"તુ પાગલ થયો છે છોટુ ! કે આ કીમતી વખત આવી નકામી વાતચીતમાં બરબાદ કરવા માગે છે ? ચાલ, હું તને હુકમ કરૂં છું. આ મુર્ખાઇનો અર્થ શો ?" જગમોહનનો અવાજ કરડો થયો.

"એનો અર્થ એ કે જો આજે રાતે તમે મહેમાન થઇને ન આવ્યા હો તો આબાદ તમારા જેવાજ કોઇ ગૃહસ્થ અત્રે જમવા આવ્યા હતા તેનો ચેહેરો, અવાજ, વર્તન બધું—"

"નોન્સેન્સ !" બદમાસોનો સરદાર વચ્ચે બોલ્યો:

"મને માફ કરજો પણ આબાદ તમારા જેવોજ તેનો ચેહરો હતો. તેને થોભીઆ ને મુછ ન્હોતા પણ ચેહરો-જગમોહનદાસ ! ચેહેરો તો તમારાજ જેવો હતો..."

"ચુપ કર છોટુ ! જો હું વેષ બદલીને આવ્યો હોઉં તો તે વાત તને કરવામાં મને કંઇ વાંધો ન્હોતો. મને તારાથી કંઇ વાત છુપાવવાની શી જરૂર છે !"

"હું પણ તેજ વીચાર કરૂં છું. હવે મારી ખાત્રી થઈ છે કે મારી ભુલ થઇ હતી."

"હવે અહિં ગપાં મારવામાં સાર નથી. ચાલ. મને લાલદાસના શયનગૃહનો રસ્તો બતાવ મારી પાસે ચોર ફાનસ છે."

આ વાતચીત બંનેએ એકબીજાના કાનમાં કરી હતી. આ લખતાં જેટલો વખત થયો તે કરતાં ચોથા ભાગમાં બન્નેએ છુપલો ગણુગણાટ કરી લીધો હતો. પરીણામે છોટુની ખાત્રી થઇ કે જગમો-

હન આજે રાતે જમવા આવ્યો ન્હોતો પણ કોઇ બીજોજ સખસ આવ્યો હતો. તે તરતજ પોતાના સરદારને લાલદાસના શયનગૃહ તરફ લઇ ગયો. બંને અતી ધીમાં ડગલાં ભરતા હતા, બંને બીજે માળે ગયા અને ત્યાં એક ઓરડાના બારણાં આગળ ઉભા રહી છોટુએ પોતાના સરદારને ત્યાં ઉભો રાખ્યો. જગમોહને જોયું કે ઓરડામાં બતી ન્હોતી. બંને ધણીધણીયાણી પુર ઉંઘમાં નસકોરાં બોલાવતાં હતાં. જગતે લાલદાસના લોટામાં નાખેલી દવાની અસર થઇ ચુકી હતી.

છોટુને ત્યાંજ ઉભો રાખી, ફાનસ ઓલવી નાખી જગમોહન અંજબ જેવી ચાલાકીથી બારી આગળ ગયો અને ત્યાંથી લાલદાસના શયનગૃહમાં ગયો. ત્યા જતાંજ તેણે પલંગ પર ભર નીદ્રામાં પડેલાં દમ્પતી તરફ એક નજર કરી અને એક પલકારામાં ફાનસનો પ્રકાશ પાડી લાલદાસના જાકીટમાંથી ચાવીનો ઝુમખો કાઢી લીધો તીજોરીની ચાવી કઇ હશે તેનો નીર્ણય કરવાનો સમય નહીં હોવાથી તે આખો ઝુમખો લઇ બારીમાથી બ્હાર નીકળી ગયો.

છોટુની સાથે જગમોહન દાદર ઉતર્યો.

"જો છોટુ! હું બધી ચાવી લાવ્યો છું. હવે તીજોરીવાળા ઓરડામાં ચાલ. પણ તું બ્હીનો તો નથી?"

"નહીં, નહીં, ફકત—"

"ચુપ રહે! લે આ પી જા ને હિમ્મત રાખ." કહી જગમોહને ખીશામાંથી શરાબની બાટલી કાઢી તે છોટુના મ્હોં આગળ ધરી. છોટુ એક મોટો ઘુટડો પી ગયો અને તુરત તે શયતાનનો સાથી થવાને તૈયાર થઇ ગયો.

બંને નીચે ગયા. ભોંયતળીએ એક ઓરડામાં તીજોરી રાખવામાં આવતી હતી. ત્યાં જતાંજ જગમોહને પ્રથમ પોતાની ચાવી અજમાવી, તે ન લાગી એટલે તે વીચારમાં પડયો. ચાવીના ઝુમખામાંથી તીજોરીની ચાવી કઇ હશે ? પણ નસીબ દેવી ઘણીવાર દુષ્ટોને સહાય કરે છે. જગમોહને જે ચાવી પહેલી લગાવી તેજ લાગી ગઇ અને તીજોરી ઉઘડી ગઇ. છોટુની ખુશાલીનો પાર રહ્યો નહી. પહેલીવાર તેણે નોટોના દગલા જોયા. જગમોહને બધા નોટોના બંડલોનું એક પોટલું બાંધ્યું અને પછી બંને ધીમે પગલે દરવાજામાંથી બહાર નીકળ્યા.

"જો છોટુ ! આજે તારી પાસે આ પૈસામાંથી કંઇપણ રહે તે ઠીક્વાજબ નથી. કાલે આપણા મંડળમા આવજે. ત્યાં તને તારો ભાગ મળશે.

છોટુ સંતોષ પામ્યો. જગમોહન લાખ બે લાખ રૂપીઆનો ઝુમખો લઇ ચાલતો થયો. આ વખતે તે દરવાજામાંની નાની બારીને અંદરથી સાંકળ દેવાનું ભુલી ગયો, તેના મગજમાં "લાખો રૂપીયા"ની રમ્ય કલ્પના ભરી હતી, તેની ગણત્રી પ્રમાણે ઓછામા ઓછા દોઢ લાખ રૂપીઆ આવતી કાલના પગાર માટે લાવવામાં આવ્યા હતા. તે સીધો પોતાના ઓરડામાં ગયો અને રમ્ય સ્વપ્ના જોતો સુઇ ગયો.

સવાર પડી, લાલદાસ જાગ્યો અને દાતણપાણી કરવાની તૈયારી કરતો હતો એટલામાંજ પહેરેગીરે ધ્રુજતા ધ્રુજતા આવીને તીજોરી ખુલ્લી હોવાની આફતકારક ખબર આપી. લાલદાસે પોતાનું બાકીટ જોયુ તો ચાવીનો ઝુમખો ગુમ થયલો જણાયો; આખા મકાનમાં ધાંધલ અને ગભરાટ ફેલાઇ રહ્યો, શયનગૃહમાં કાંઇ દાખલ થયું

હતું તે વીશે કશો શક ન્હોતો, તપાસ કરતાં જણાયું કે દરવાજાની બારી ઉંઘાડી માલમ પડી હતી, પહેરેગીરે રાતે એ બારી બંધ કરી હતી. ત વીષે લાલદાસને કશો શક ન્હોતો, ઘરમાંથીજ કોઇ ગઇ રાતે બહાર ગયું હતું, તેણે બારી ઉંઘાડીને કોઇ બદમાસને દાખલ કર્યા હતા અને ચોરી થઇ હતી, પણ એવું નીચ કામ કોણે કર્યું હશે?

પહેરેગીર જાનકીનાથે કસમપુર્વક કહ્યું કે તેણે રાતે કંઇ પણ અવાજ સાંભળ્યો ન્હોતો, તે વીસ વરસથી લાલદાસની વફાદારીથી નોકરી કરતો હતો અને તેના પર એ ભલા ગ્રહસ્થને જર. પણ શક ન્હોતો. શું કરવું તે કોઇને સુઝ્યુ નહી, છોટુ સતો થઇ બોલ્યો: "જોઇએ તો અમારા ઓરડાની ઝડતી લો."

"નહી," લાલદાસ બોલ્યો. "હું પુરાવા વીના કોઇનું અપમાન કરવા માગતો નથી." છોટુ આળસુ અને વીલાસી છે એમ લાલદાસ જાણતો હતો, પણ તે ગુનેહગાર થશે એવી તેની માન્યતા ન્હોતી.

સવારે નવ વાગ્યા. એ સમયે એક મવાલી જેવો કાણો માણુસ દરવાજા આગળ આવી નોકરને એક ચીઠી આપી તરત ચાલતો થયો નોકરે એ ચીઠી લાલદાસને આપી જે નીચે મુજબ હતી.

"ગઇ રાતે મેં તમારી તીજોરીમાંથી રૂ. ૧ લાખ ૬૦ હજાર ને છસો ઉછીના લીધા છે, કોઇ નીર્દોષ માણુસ માર્યો ન જાય તે માટે તમને જણાવવામાં આવે છે કે એ પરાક્રમ મેં એકલાએ કોઇની પણ મદદ વીના કર્યું હતું."

"મારો શકજ ખરો છે." લાલદાસ બબડયો: "કાલે દીવસે કોઇ બદમાસ ઘરમાં ભરાઇ બેઠો હશે અને તેણેજ રાતે ચોરી કરી હશે. "હવે કોઇના પર શક લાવવાનું કારણ નથી."

લાલદાસના શબ્દો બધાને સાચા લાગ્યા પણ જાનકીનાથે તે માન્યા નહી. તે કંઇ બોલ્યો નહી છતાં તેની નજર છોટુ પર સ્થીર થઇ રહી હતી. તે શકભરી નજરે છોટુને જોઇ રહયો.



# પ્રકરણ ૨૧ મું.

## માયાનો બચાવ.

લાલદાસને ત્યાં ચોરી કરવા પછી બીજે દીને જગતકુમારે બેદુનનો પોષાક પહેર્યો અને ચર્નીરોડ સ્ટેશન પરથી બપોરે ૧-૧૦ કલાકે ઉપડતી ટ્રેન માં તે ગેલવડ જવાને ઉપડી ગયો. ગેલવડ જતાંજ તેણે મહમ્મદ હુસેનના મકાનની તપાસ કરી, અને સહેલાઇથી તે મકાન શોધી કાઢ્યું.

મહમ્મદ હુસેને માયાને રાખવા માટે ખરીદેલું ખાસ મકાન સુંદર સગવડવાળું એક માળનું બેઠી બાંધણીનું ઘર હતુ; માળ પર ગેલેરી હતી. મકાનની પાછળના ભાગમાં નાનો બગીચો હતો. આસપાસ ઝાઝા ઘર ન્હોતાં પણ વૃક્ષોની અલગાર ચારે પાસ લાગી રહી હતી અને તેથી આ સ્થળ ઘણું રમ્ય જણાતુ હતુ. આ સુંદર ઘર જોતાંજ તેના માલીકને આનંદ થાય તે કુદરતી હતું. તેથી ઉલટુંજ કોઇ ઘરબાર વીનાના ભીખારીને તે જોઇ દુઃખ અને અદેખાઇની લાગણી ઉપજતી હતી, પણ જગત ભીખારી ન્હોતો એટલે તેને મહમ્મદ હુસેનની અદેખાઇ આવી નહી જો કે એ મકાનમાં હાલમાં વસ્તી તેની હૃદય રમણીને જોવા માટે તે આતુર થઇ રહ્યો હતો.

કદાચ મ્હાલી ડોશીની ગરુડ જેવી તીક્ષ્ણ નજર તેને પીછાની લે એવી શંકાથી તે મકાનની છેક નજીક ગયો નહી, માયાની જો મરજી હોય તો તેને એ મકાનમાંથી નસાડી લઇ જવા અથવા જો

તેની મરજી હોય તો મહમ્મદ હુસેનના નોકરોની પરવા કર્યા વીના અબળા સાથે મારામારી કરીને માયાને છોડાવવાની યુકિત શોધવા માટે તે આજે ગોલવડ આવ્યો હતો. તે મકાનથી આશરે સોએક વાર દૂર રહી આમતેમ ફરતો હતો એવામાં મકાનમાંથી એક નોકર બહાર નીકળી સ્ટેશન તરફ ચાલવા લાગ્યો, જગતે ઉતાવળથી તેને પકડી પાડયો અને સામાન્ય સ્વરે મહમ્મદ હુસેન ઘરમાં છે કે નહી એવો સવાલ પુછયો, પેલા નોકરે નકારમાં જવાબ આપી પુછયું, "તમને શું કામ છે?"

"વાત એમ છે કે શેઠની મેં એકવાર નોકરી કરી હતી. હાલમાં હું નોકરી ધંધા વગરનો છું એટલે—" જગતે જવાબ આપ્યો.

"જો ભાઇ! તુ કવખતે આવ્યો છે એક તો શેઠ મુંબઇ ગયા છે ને બીજું અમે બધા આફતમાં છીએ."

"આફતમાં?"

"હા."

"શાની આફત?"

"શેઠ એક જુવાન પોરી પર મોહી પડયા છે, એ સ્ત્રી બે મહીનાથી અહીં રહેતી હતી પણ આજે કલાકેક પહેલાં તે નાસી ગઇ છે—" મહમ્મદના નોકરે જવાબ આપ્યો.

"નાસી ગઇ?"

"હા, અને જો અમે તેને શોધી કાઢીશું નહી તો શેઠ અમારા બાર વગાડી દેશે, હું તેની શોધમાં જાઉં છું."

આટલું કહી નોકર ઉતાવળમાં ચાલ્યો ગયો. જગત તેની સાથે ગયો નહી. તે આ નવા સમાચારથી હતબુધ્ધ થઇ ગયો હતો. નોકર સાથે વાતચીત કરી માયાની તે ખબર કઢાવવા માગતો હતો પણ તે નાસી ગઇ હશે એવી ખબર સાંભળવાની તેણે આશા રાખી ન્હોતી. શું કરવું તેનો વીચાર કરતો અસ્થીર મને તે થોડીકવાર રસ્તામાં ઉભો રહયો. અંતે તેને એવો વીચાર આવ્યો કે માયા નાસીને મુબંઇમાં લાલદાસને ત્યાં તેની મા પાસે જશે. આ વીચાર આવતાંજ તેણે તુરતા તુરત મુંબઇ જવાનો વીચાર કર્યો. આવો વીચાર કરી તે સીધો સ્ટેશન તરફ જવા લાગ્યો. થોડેક દુર ગયા પછી તેની ભારી અજાયબી વચ્ચે તેણે "ઓ—બચાવો—બચાવો" નો અવાજ સાંભળ્યો, એ અવાજ માયાનો હતો. તરતજ જે દીશામાંથી અવાજ આવતો હતો તે તરફ દોડી ગયો. એક શખ્સ માયાનો હાથ પકડી તેને ખેંચી રહયો હતો અને માયા તેના હાથમાંથી છુટવાને વલખાં મારી રહી હતી. જગત વીકાળ વાઘની પેઠે પેલા માણસ પર તુટી પડયો. તેની શકિત આગળ નોકર બેચાર પળ પણ ટકી શકયો નહી અને થોડોક મેથીપાક ખાઇ જીવ લઇને નાસી ગયો. માયા દુર ઉભી ઉભી થરથર ધ્રુજી રહી હતી તેની પાસે જઇ તે બોલ્યો; "માયા! વ્હાલી! હવે તારે જરાપણ ડરવાની જરૂર નથી. ચાલ, મુંબઇ ચાલ, ત્યાં જઇ હું તને સલામત જગ્યાએ રાખીશ એટલુંજ નહી, પણ ભવીષ્યમાં તારૂં કોઇપણ નામ ન લઇ શકે એવી ગોઠવણ કરીશ —"

"મને તમારા સીવાય કોઇનો આશરો નથી. તમને મારી માની કાંઇ ખબર મળી?"

" તું તારી મા પાસે જવા માંગેછ ?"

" નહી, નહી," કહી તે ગરીબ યુવતી રડી પડી.

"માય! મારી માડી! તું મને ચાહે છે? તું મને ચાહી શકશે ?" જગત નમ્ર—પ્રેમાળ સ્વરે બોલ્યો.

"તમે મારા પર અનંત ઉપકાર કર્યા છે, પણ તમને ખબર છે કે હું કલકીત છું—"

"તેમાં તારો વાંક નથી, વ્હાલી. તારી મા વલસાડ ચાલી ગઇ છે. કાલે તું તેને પત્ર લખીને તું જણાવી દેજે કે તું સુખી અને સલામત છે."

માયાએ આભારની લાગણીથી જગતનો હાથ દાબ્યો અને તે પ્રેમાળ નજરે જગતને જોઈ રહી.

'ચાલ, હવે બધી ગઇ ગુજરી ભુલી જા."

બંને સ્ટેશન પર આવ્યા અને વખતસર ત્રેન આવતાં તેઓ મુંબઇ આવ્યાં. મુંબઇમાં આવતાંજ જગતે પરેલમાંની પોતાની ખાનગી જગ્યાએ માયાને રાખી અને ત્યાં બંને સાથે રહેવા લાગ્યાં.



# પ્રકરણ ૨૨ મું.

## શરાબીનુ સ્વપ્નું.

જગત ગોલવડમાંથી માયાને છોડવી લાગ્યો ને દીને છોટુની ચીંતાનો પાર ન્હોતો. લાલદાસને તેના પર શક ન્હોતો પણ બધીયો બારીકીથી તેને જોઇ રહયો હતો અને આ ગુનેહગાર યુવાન તેને જોઇ ગભરાઇ રહયો હતો. તેણે મહામહેનતે આખો દીવસ પસાર કર્યો. તે લાલદાસનું ઘર છોડવાને તલપાપડ થઇ રહયો હતો. રાત પડતાંજ તે તેનો સાથી ઉંઘી જાય એવી પ્રાર્થના કરવા લાગ્યો અને તેનો સાથી ઉંઘી જતાંજ તે ઘરમાંથી બહાર નીકલી ગયો. ભઇયાએ તેના પર તીક્ષણ નજર રાખી હતી, તેણે છોટુ ચાલી જવાની ખબર તરતજ લાલદાસને આપી પણ તે બલ શેઠે તે પર ગંભીર ધ્યાન આપ્યું નહી. તેને આશા હતી કે છોટુ પાછો આવશે.

છોટુ ટીકટોરીઆમાં બેસી કામાટીપુરામાં આવેલા "શયતાને–સાગીર"ના અડ્ડામાં ગયો. ત્યાં તેને ફાતમા તથા બીજા બદમાશ સાથીઓ મળ્યા. જગમોહન—બદમાસોનો સરદાર હાજર ન્હોતો. પીરૂએ છોટુને જઇ કહ્યું: "છેલ બટાઉ, આજે રાતે સરદાર આવવાના નથી. તમને કંઇ કામ છે. આજે સહવારે તે મને મળ્યા હતા અને તેમણે મને ગઇ કાલની ચોરીમાંનો તારો ભાગ તને આપી દેવાનો હુકમ કર્યો હતો. પેલી કોથળીમાં તારો ભાગ છે તે લઇ લે—"

"સરદારે બીજું શું કહ્યું છે?"

"તારા પર કોઈને શક ન જાય તે માટે લાલદાસને ત્યાં પંદ રેક દીવસ રહેવાની તેમણે સલાહ આપી છે પણ તારી સામે કાંઈ પણ આરોપ પુરવાર થાય એવી સાબીતી નહી હોવાથી સરદારે કહ્યું છે કે જો તું ત્યાં નજ રહી શકે તો પણ કંઇ વાંધા જેવું નથી." પીરૂએ જવાબ આપ્યો.

"હવે હું ફરીથી ત્યાં જવા માગતો નથી. તું એમ ધારે છે કે હું વણાટશાળામાં વઇતરૂં કરવા જન્મ્યો છું?"

"નહી, નહી, તારા શેઠને ત્યાં ગઇ રાતે આપણને છકકાં પડયાં-નહી!" પીરૂ હસ્યો.

"હા. એકી તડાકે ૧ લાખ ને ૩૦ હજાર!"

"આપણે ચાર હજાર વહેંચી લીધા છે, તને સૌથી વધુ ભાગ આપવામાં આવ્યો છે કેમકે તેં એ કામમાં મદદ કરી હતી, સરદારે ૩૦૦૦૦ હજાર રૂપીઆ વધુ રાખ્યા છે કેમકે તેમને ચોકસ કામ માટે એટલા પૈસાની જરૂર છે અને એ રકમમાંથી આપણને બધાને લાભજ થશે તે વીષે કશો શક નથી. સરદાર આપણી સાથે કદી પણ દગો રમતા નથી. એ ન હોય તો આપણી ટોળી એક પળ પણ ટકી શકે નહી. એ એકલાજ આપણને સાથે રાખી શકે છે. કઇ મુશ્કેલીમાંથી બચાવી શકે છે અને દરેક સાહસમાં આપણને ફતેહમંદ બનાવે છે. જગમોહન અજબ જેવા માણસ છે" પીરૂએ સરદારની પ્રશંસા કરતા કહ્યું.

"સરદાર કદી વેષ બદલે છે ખરા?" છોટુએ પુછયું.

"હાસ્તો વળી ! ઘણીવાર વેષ બદલીનેજ એ કામ કરે છે, એમના થોભીઆ ને મુછો બનાવટી છે તે તું જાણતો હશે."

"હા, મારી તે વીષે ખાત્રી હતી. પણ હું એમ કહેવા માગતો હતો કે સરદાર કદી શ્રીમંત ગ્રહસ્થનો વેષ પહેરી જુદા નામે ફરે છે?"

"તે શું કરે ને શું નહી તે કહેવું મુશ્કેલ છે. એ સર્વ શકતીમાન ને સર્વ ગુણસંપન્ન છે. આજે સવારે આપણી સભામાં તું આવ્યો ન્હોતો એટલે મારે તને એક વાત કરવાની છે કારણ કે સરદારની ગેરહાજરીમાં હું ટોળીનો વડો ગણાઉં છું ને તેમના હુકમોનો અમલ કરૂં છું—"એમ કહી તેણે એક વીંટી કાઢી છોટુને આપી. છોટુ એ નજીવી કીમતની વીંટી ચકીત થઇ જોઈ રહયો.

"આનુ શું કરવાનું છે?"

"સાંભળ, સરદારે આ જાતની કેટલીક વીંટીઓ બનાવી છે, અને એવી વીંટી પહેરનાર કોઇપણ શખ્સને "શયતાને-સાગીર્દ"નાં કોઇ પણ માણસે જરા પણ ઇજા ન કરવી એવો તેમનો સખત હુકમ છે. સરદારના માનીતા ઘણાજ થોડા સખસો પાસે આવી વીંટી છે. અને તેને સલામતીની જાદુઇ નીશાની ગણવામાં આવે છે, છોટુ, જો કોઇ સમયે સંજોગવશાત આવી વીંટી પહેરનાર કોઇ શખસ તને મળી જાય અને તેના ગજવાનો ભાર હલકો કરવાનો તારો વીચાર થઇ જાય તો સાવધ રહેજે, એવી વીંટી પહેરનાર શખસની તારે કોઇ પણ જાતની છેડતી કરવાની નથી, એટલુજ નહી પણ તે વીંટી જોઇ છે, એવો દેખાવ પણ કરવાનો નથી. તું જાણે છે કે સરદારને આ મંડળમાં કેટલાક

ખાસ હકો છે અને એ હકની રૂએ તેમણે આપણને આ ફરમાસ કરી છે."

"હું આવી વીંટી પહેરનારને હમેશાં માન આપીશ" છોટુ બોલ્યો.

"યાદ રાખજે, એ શખસને ઓળખવાની જરાપણ કોશેષ ના કરતો. તેની પાસે આવી વીટી કયાંથી આવી? એવો સવાલ પણ પુછવાનો નથી. આપણા સરદાર ઘણા ઉદાર, ક્ષમાશીલ અને પ્રેમાળ છે પણ તેમના હુકમોનો અંધ શ્રધ્ધાથી અમલ કરવાને આપણે કસમપુર્વક બંધાયલા છીએ બસ હવે મારી વાત પુરી થઈ, ચાલ; હવે મઝા કર. ફાતમા તારી રાહ જોઇ રહી છે."

શયતાને શાગીર્દના બધા સભાસદો હવે રંગરાગ કરવા લાગ્યા. છોટુ ફાતમાની નજીક જઇ બેઠો ફાતમાનો મીજાજ ઘણો ગરમ હતો પણ તેની કરમાઇ ગયલી જુવાની તરફ નજર કર્યા વીના તેની ખુબસુરતીની તારીફ કરીને ફાતમાને નમ્ર કરવાની કલા છોટુ શીખી ગયો હતો. આજે સ્હવારે બધાને ચોરીનો ભાગ મળેલો હોવાથી શયતાને શાગીર્દના આજની મીજબાનીમાં કોઇ જાતની ખામી ન્હોતી, ૯ા રૂપ્યાનો જોન હેગ, બ્લેક એન્ડ વ્હાઇટ ને એક્કા નંબર વનની અનેક બાટલીઓ ટેબલ પર પડી હતી. દરેક સખસની સામે ગ્લાસ અને સોડાની બાટલીઓ પડી હતી. દારૂ પીતી વખતે મ્હો સમારવા કટલેસ, કબાબ, પેટીસ વીગેરે સ્વાદીષ્ટ ચીજો રકાબીઓમાં ગોઠવવામાં આવી

હતી. ઉંચામાંઉંચી છજીપશીઅન સીગારેટો અને પાનની પટીઓ પણ હાજર હતી, શેમ્પેનની બાટલી પણ તૈયાર હતી પણ ફાતમાને ફેરી વ્હીસ્કીજ પીવો ગમતો એટલે છોટુ પણ વ્હીસ્કીજ પીવા લાગ્યા. સોડા વીના બંનેએ કાચો વ્હીસ્કી પીવા માંડયો અને તરતજ તેની જાદુઇ અસર થઈ. છોટુની આંખે લાલ પીળા દેખાવા લાગ્યા પણ તેની માશુકને કાચો વ્હીસ્કી ગટગટાવી જવાની ચાલુ આદત હતી એટલે તે લેલેગુરૂ થઇ ગઇ નહી. શરાબની અસર થવા માંડતાંજ બીભીત્સ ગીતો ગવાવા લાગ્યાં—વાતચીતમાંથી સભ્યતા ઉંડી ગઈ અને બે ઘડી પહેલાંની શાંત જગ્યાએ હોહા થવા લાગી. પીરૂ સરદારની ગેરહાજરીમાં બધા પર સંપુર્ણ સના ચલાવી શકતો નહી. રાતે બે ત્રણ વાગે બધા દારૂડીઆઓ એવા ગેલમાં આવી ગયા કે પીરૂને બધાંને વીખેરી નાખવાની ફરજ પડી. જો તેણે તેમ ન કર્યું હોત તો કદાચ એક બે જણના માથાં પણ ભાંગવા પામત.

છોટુ શરાબમાં તદ્દન ડુલ થઈ ગયો હતો. તેનામાં એક ડગલું પણ ચાલવાની તાકાત રહી ન્હોતી એટલે પીરૂએ તેને ઉચકીને એક બીછાના પર નખાવ્યો. છોટુએ એટલો બધો દારૂ પીધો હતો કે જેથી તેના મગજ પર અસર થઇ હતી, તેની બુદ્ધી નાશ પામી હતી અને તેની કલ્પના શકતીને આધારે તે શરાબના ચકચુર નીશામાં અનેક દેખાવો જોવા લાગ્યો હતો, તેની નજર સામે ભયંકર ચીત્રો પડવા લાગ્યાં. તેને બુમ પાડવાનું-રડવાનું-નાસી જવાનું મન થયું પણ તે કંઇ કરી શકયો નહી. જેમ તેમ તે બીછાનામાં પડી રહયો અને નીચેનું ભયંકર સ્વપ્નું જોવા લાગ્યો.

તેને લાગ્યું કે તે એક એવી ભયંકર જગાએ પડયો છે કે જ્યાંનો આરાધ્ય દેવતા શરાપ હતો. આરોગ્ય, આનંદ અને સુખનું કયાંય પણ નામ નીશાન ન્હોતું. સર્વત્ર રોગ, કંગાળ્યત, દુઃખ દરદ ને ભયંકરતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું, એક ઘર સીવાય સઘળાં ઘરો પાયમાલ થઈ ગયાં હતાં, જે ઘર પાયમાલ થયું ન્હોતું તે મારવાડીનું ઘર હતું, કે જ્યાં આ ભયંકર લતાના માણસો અનેક ચીજો નામની કીમ્મતે ગીરો મુકીને મારવાડીને જાડો બનવાની સગવડ કરી આપતા હતા. આ સ્થળનો ઇશ્વર શરાબજ હતો, શરાબ મેળવવા માટે કંઇપણ ચીજ પોતાની પાસે રાખવાના સઘળાએ સોગન ખાધા હતા, પહેરવાનું વસ્ત્રજ બાકી રહયું હોય તો તે પણ ગીરો મુકીને બેવડો પીવાને ત્યાંના માણસો તઇયાર હતા, સઘળા પર શરાબ સુંદરીની સર્વોપરી સત્તા ફરી વળી હતી અને સઘળા ઘરોમાંથી જીવનની સઘળી જરૂરીઆતો—કપડા લતાં અનાજ પાણી વાસણ કુસણ–આદી સઘળી ચીજો મારવાડીને ત્યાં થોડાક ચાંદીના સીક્કા માટે જઈ પડી હતી. એ ચાંદીના સીક્કા પોતાની પાસે કોઇ રાખતુ નહી પણ તેના બદલામાં બેવડા ને રમના આનશને પોતાના પેટમાં પધરાવીને બે ઘડીની બાદશાહી ભોગવવામાં સઘળા ગુલતાન હતા. અથંગ ભકત સ્વર્ગ માટે જેટલી આતુરતા ન દરશાવી શકે તેટલી આતુરતા આ લોકો દારૂ મેળવવા માટે બતાવતા હતા, એકેએક ઘરમાં શરાબે કરેલી પાયમાલીના ચીન્હો સ્પષ્ટ જણાતાં હતાં, ત્યાંના રહીશોના મ્હોં પર રોગની નીશાની હતી. તેમની આંખો ઉંડી ઉતરી ગઇ હતી. દાંત વિચિત્ર થઈ ગયા હતા.

હોઠ ફીક્કા પડી ગયા હતા અને શરીરમાંથી શક્તિ ઉડી ગઇ હતી. તેથી ઉલટું તેમની ચીજો ગીરો રાખનાર મારવાડીનું પેટ ફુલી ગયું હતું. તેની આંખો તીક્ષ્ણ હતી અને રખેને તે ગીરો મુકાતી ચીજ પર વધુ પૈસા આપી દે એવા ભયથી તે દરેક ચીજ સોસો વાર તપાસીને પાંચ રૂપીઆની વસ્તુ માટે એક રૂપીઓ આપવામાં જાણે ગરીબો પર કેવોક મહાન ઉપકાર કરતો હોય તેવો ડોળ કરતો હતો. એ ભયંકર અને કંગાળ લતાના બાળકોને પણ બચપણથીજ ઝેરી શરાબ સાથે દોસ્તી થઇ હતી. છોટુએ રસ્તામાં એક નાદાન છોકરાને એક જગાએ નશામાં ચકચુર થઇ સુતેલો જોયો, તેની બાજુમાં એક નાદાન બચ્ચું નગ્નાવસ્થામાં ભુખ અને ટાઢથી ટળવળતું પડયું હતું. આ તે જગ્યા હતી કે જ્યાં ખોરાકને બદલે શરાબને વધુ પસંદગી મળતી હતી. થોડેક દુર એક બાઇ પોતાના નાદાન બચ્ચાંને દારૂ પાઇ રહી હતી કે જેથી બચપણથીજ તે શરાબની મસ્તીનો લ્હાવો ચાખતાં શીખી જાય! ભીખ માંગીને પેટ ભરનારા બચ્ચાંઓ પણ હોંસે હોંસે દારૂ પીતા હતા કેમકે તેમને બચપણથીજ શરાબનો સ્વાદ લાગ્યો હતો, એક નાદાન બાળકી, મુંબઇના જાહેર રસ્તા પર ભીખ માગીને ભેગા કરેલા પાઇ પૈસામાંથી શરાબ ખરીદી પોતાની રોગી માને કંઇક આરામ થશે એવા ખ્યાલથી પાઇ રહી હતી. ખરી વાત એ હતી કે તેની કંગાળ માં શરાબના ચકચુર નીશામાં હતી અને પોતાની ભુખી બાળકી પાસેથી વધુ શરાબ પી રહી હતી. એક કંગાળ ઘરમાં એક માણસ ગળાંમાં દોરડું નાખી આપઘાત કરી રહયો હતો. ત્યાં એક ફાટેલી સાદડી પર શરાબની બાટલી પડી હતી અને તે પર

પોતાનું નાદાન બચ્ચું રડી રહ્યું છે, તેની દરકાર કર્યા વીના એક ચંડાળ નશાબાજ સ્ત્રી તપખીર સુંઘી રહી હતી. અફસોસ શરાબ-દારૂ એ ખુરી ભલા માણસને પશુ બનાવે છે, પાગલ બનાવે છે, ક્રુર, ઘાતકી શયતાન બનાવે છે, અને છતાં મનુષ્યો એ ઝેર ખુશીથી પીએ છે.

આ આખો દેખાવ ભયંકર હતો, એ દેખાવની કલ્પના પણ ભયંકર હતી. છોકુએ તે જોઇને ચીસ પાડી હોત પણ ઉંઘમાં ઓથારથી તે દબાઇ ગયો અને કંઇપણ બોલી શકયો નહી. અચાનક છોકુને કાને થોડાક શબ્દો સંભળાવા લાગ્યા અને તે કંગાળ જવાનને તે સાંભળવાની લાચારીથી ફરજ પડી.

" કંગાળ અને કમનસીબ જુવાન ! શા માટે પાયમાલીના આ રસ્તા પર દોડયો જાય છે ? તું જે ભયકર દેખાવ જોઇ રહયો છે તેની તારા દીલ પર કંઇ અસર થતી નથી ? એ પીશાચી દ્રશ્ય જોઇને તું આ નાશકારક બદી તજી દઇ શકતો નથી ? તું આજ રસ્તે જઇને અંતે પેલી શરાબી ગલીનો રહીશ થવા માંગે છે ? જો તારી એવીજ મરજી હોય તો એ લતાના કેટલાક સુએલા અને જીવતાઓનો ઇતીહાસ સાંભળી લે. જો પેલા આપઘાત કરતા માણસને જો. તે એક હજામ હતો અને પ્રમાણીકપણે હજામતનો ધંધો કરી ગુજરાન કરતો હતો, તેની સ્ત્રી જુવાન અને સુંદર હતી અને તેની સઘળી ઇચ્છા પોતાની સ્ત્રીને સુખી કરવાની હતી. સંસારના સુખમાં તે દીવસનો થાક ભુલી જતો, તેને બે બચ્ચાં થતાં તેના સુખનો પાર રહયો નહી

પણ અફસોસ ! તેની સ્ત્રીને દારૂની લત લાગી અને તે સાથેજ તેના પ્રેમાળ પત્નીની સઘળી આશા ધુળમાં મળી ગઈ, તેનું ઘર વેરાન થઇ ગયું. તેના બચ્ચાં મા વીનાના થઇ ગયા. એ બીચારો બાળકોને સંભાળી શકયો નહી, તેનુ જીગર તુટી ગયું હતું અને તેનું મન બળીને ખાખ થઇ ગયું, તેને તેની માનો દીલાસો હતો. તેની વૃદ્ધ મા તેના બાળકો સંભાળતી હતી પણ તે બીચારી વધુ જીવી શકી નહી, મા મરી જતાં પોતે પણ ગમી ભુલવાને શરાબ પીવા લાગ્યો અને એક-વારના તેના સુખી ઘરમાં કંગાળ્યત સીવાય કંઇ રહ્યું નહી. સ્ત્રી, મા, ભાવી સુખ, આશા સર્વ તેને હંમેશને માટે છોડી ગયાં. તેની મા કબરમાં ગઈ–બઇરી પીઠામાં પડી–બચ્ચાં રસ્તે રખડતાં ભીખારી થયાં અને તેણે આપઘાત કરી છુટકારો મેળવ્યો."

તે ગેબી અવાજ થોડીકવાર અટકયો, ને નીશાબાજ છોકરું થરથરી રહયો, પુનઃ પેલો અવાજ સંભલાવા લાગ્યો:

"જો પેલી દાદર પર બેઠેલી ધીકકારપાત્ર સ્રી તરફ નજર કર ! અને તેની કહાણી સાંભળી લે. પંદર વરસ પહેલાં તે પંદર વર્ષની હતી. હમણાં તે વૃધ્ધ જણાય છે જો કે તેની ઉમર ફકત ૩૦ વર્ષનીજ છે. એકવાર તે પ્રભુએ બક્ષેલા અનુપમ સૌંદર્યની સ્વામીની હતી. તે જાતની સુથારણ છે. એક ભયંકર સાંજે તેણે એક યુવાન સુથાર સાથે દારૂ પીધો અને શરાબની કેફમાં તે ભ્રષ્ટ થઇ. તેના માબાપ શરમના માર્યા તુટેલાં જીગરે મરણ પામ્યાં. તે એકલી પડી અને એ કંગાળ સ્રી દીવસમાં એક બે વાર–કોઇ કોઇવાર ત્રણ

ઘણુવાર છડે ચોક પીઠાંમાં જવા લાગી અને ત્યાં બનાવટી આતશની મદદથી કાંઇક આનંદ મેળવવાની વ્યર્થ કોશીષ કરવા લાગી. અફસોસ તે સમયે એ બીચારીની ઉમ્મર ૧૭ વર્ષની હતી પણ તેના જીગર પર ૫૦ વર્ષની આફતો વરસી ચુકી હતી. ગરીબીની દર્દનાક આફત, તેની શરમ ભરી જીંદગીની શરમ, તેના જીગરમાં થતી ભયંકર વેદના અને તેના કુટીલ જીવનના અનેક મર્મદારક સ્મરણો—આદી કારણોને લીધે ફક્ત બેજ વરસમાં તે નીરાધાર, લાચાર, હતભાગી, દુઃખી અને કંગાળ થઇ ગઇ હતી. ઓહ! પ્રભુની ઉમદા બક્ષીસરૂપ સ્ત્રી જીવન આટલુ બધું કંગાળ કેમ થઇ ગયું? એ શરાબ—પાપી શરાબની મ્હેરબાની! શરાબે તેની આશાભરી જીંદગી કચડી નાખી છે, શરાબે તેની પવીત્રતા લુંટાવી છે અને શરાબેજ તેને મોતને કીનારે લઇ જઇ મુકી છે. જો, જો, એ કંગાળ સ્ત્રી તરફ નજર કર અને કંઇક સમજ—"

થોડીકવાર એ અવાજ બંધ પડયો, ફરીથી હું ધડકતી છાતીએ સાંભળવા લાગ્યો:—

"અને હવે પેલા કંગાળ ઓરડામાં પડેલા મુડદાં તરફ નજર કર. મોતના જડબામાં ગયેલા એ કંગાળ શરીરને જોઇ લે. થોડાજ વખત પર દરરોજ દીવસમાં દશવાર આ જીવતું હાડપીંજર ફાટાતુટા કપડાં પહેરી ફાટી આંખે, દાંત વગરના મ્હોડે, ભયંકર ચ્હેરા સાથે, લથડતાં ડગલાં ભરતું અને માથુ ધુણાવી કંઇકંઇ બકબકારો કરતું પીઠાંમાં જતું હતું, જો આખી જીંદગીમાં એ શરાબનો ભકત થયો

ન્હોત તો આજે એનામાં શકતી હોત, એના જીવનમાં ઉત્સાહ અને આશા હોત. પણ નહી, એ શરાબ પાછળ ગાંડો થયો અને એના માનીતા શરાબેજ એનો જીવ લીધો. એને ખાધા વીના ચાલતું પણ દારૂ વીના ચાલતું નહી. પરીણામે એની પાસે પુરતાં વસ્રો ન રહ્યાં—એ રોગી થઇ ગયો—રોગની દવા માટે પૈસા ન મળ્યા—અને અંતે એ મરી ગયો—"

એક પળ પછી પુનઃ અવાજ આવ્યોઃ

"કંગાળ જવાન ! તું જે શરાબ પાછળ દીવાનો થયો છે તેની અસર આવી ભયંકર થાય છે, દારૂ ઘરસંસારના સુખને આગ લગાડે છે, પવીત્ર સ્રીને વેસ્યા બનાવે છે, વેપારીઓને તારાજ કરે છે, આબરૂનું સત્યાનાશ વાળે છે અને દારૂ પીનારા માટે દીવાનાશાળાના દરવાજા ખુલ્લા કરાવે છે. એજ નીચ શરાબ શરાબીને ગુનેહગાર બનાવી તેના હાથમાં બેડી નખાવે છે, મારવાડીઓને માલેતુજાર બનાવે છે, કેટલાકોને રસ્તે રખડતા ભીખારી કરી નાખે છે અને શરાબ પીનારને પ્રભુના દરબારમાંથી હજારો કોસ દુર ફેંકી દે છે, દારૂના એકજ ઘુટડામાં શયતાની શકતી છુપાયલી છે, તે મારામારી, કંગાલ્યત, રોગ અને મૃત્યુને આમંત્રણ કરનાર દુત છે. તજાયલી પત્નીઓના નીસાસા. ભુખે મરતા બચ્ચાંઓની કીકીઆરીઓ, ફાંસીને લાકડે ચઢતાં ખુનીની છેલ્લી પ્રાર્થના, કેદખાનામાં બેડી પહેરી કામ કરતા કેદીઓની કંગાળ્યત, ભીખારીઓના કંગાળ જીવનની ભયાનક ગરીબી, આપઘાત કરનારનો છેલ્લો લ ારો, વેસ્યા બનેલી સ્રીનો અંતઃકરણનો પશ્ચાતાપ, જગતના

દુઃખીઓના આંસુઓ, ચીચીઆરીઓ નીરાશાઓ—એ સર્વ ઓ કમનસીબ યુવાન ! આ નીચ, દુષ્ટ, પાપી શરાબને આભારી છે."

છોટુ શરાબના નીશામાં ચકચુર હતો છતાં આ ભયાનક સ્વપ્નાથી થરથરી ગયો. સ્હવાર પડતાંજ તે રાતના સ્વપ્નાં વીષે વીચાર કરવા લાગ્યો પણ એટલામાં ફાતમા આવી. તે છોટુને જોવા આવી હતી અને સાથે નાસ્તો લઇ આવી હતી. ફાતમાને જોતાંજ છોટુ પેલું ભયંકર સ્વપ્નું ભુલી ગયો, બન્ને હસતાં હસતાં નાસ્તો કરવા બેઠાં અને લાલદાસ અને તેનો ભઇયો છોટુની રાહ જોતા બેસીજ રહ્યા.



# પ્રકરણ ૨૩ મું.

## ખુનનું કાવત્રું.

મહમ્મદહુસેન ખડકપરના પોતાના મકાનમાં નાસ્તો લઇ બેઠો હતો. સ્હવારે દશ વાગવાનો સમય હતો. મહમ્મદહુસેને એક બે સીગારેટના દમ લીધા એવામાં નોકરે આવી જગતકુમાર આવવાની ખબર આપી. મહમ્મદ જરા મુંઝાયો પણ તરતજ તે શાંત થયો અને જગતને અંદર મોકલવાનો હુકમ કર્યો, જગત આવતાંજ તેણે ઠંડા સ્વરે "આવો" કહી તેને એક ખુરશી પર બેસવાની ઇસારત કરી. તેણે તેની સાથે શેકહેન્ડ કરી નહી એટલે તેનો આવકાર ઠંડો છે એમ જગત તરતજ સમજી ગયો, એકવાર જે સખસનો તે મીત્ર હતો તેના આવા અભીમાની વર્તનની જગતને લેશમાત્ર દરકાર ન્હોતી. તે પણ ઠસ્સાથીજ ખુરશી પર બેઠો અને ધીમા સ્વરે બોલ્યોઃ "મારે તમારી સાથે એક અગત્યની વાત કરવાની છે."

"તમને મારૂં કામ હોય એમ મને લાગતું નથી." મહમ્મદ બોલ્યોઃ "મેં તમને બોલાવ્યા નથી."

"નહી, પણ થોડાજ શબ્દો સાંભળતાં તમને મારી વાતમાં રસ પડશે. હું તરતજ મુદ્દા પર આવીશ. તમને ગોલવડના તમારા બંગલામાંથી કંઇ ખબર મળી છે?"

"ગોલવડની ખબર !—" જાણે વીંછી કરડ્યો હોય તેમ ચમકીને મહમ્મદ બોલ્યો: "તમે ગોલવડ વીશે શું જાણો છો ?"

"તમારા કરતાં હું વધારે જાણું છું, મી૦ મહમ્મદહુસેન !" જગત જરા તુખાખી અવાજે બોલ્યો: "તમારા નોકરોએ હજુ સુધી તમને એ અણુગમતી ખબર આપી હોય એમ લાગતું નથી."

"તમારી વાત હું સમજી શકતો નથી."

"મેં તમને શરૂઆતમાંજ કહયું ન્હોતું કે તમને મારી વાત રસભરી જણાશે !—" જગત વ્યંગથી હસીને બોલ્યો: "ટુંકામાં વાત એમ છે કે માયાએ તમારો બંગલો તજી દીધો છે અને હાલમાં તે મારા રક્ષણ નીચે છે."

"શું ?" મહમ્મદે ગર્જના કરી, તે ખુરશી પરથી એકદમ ઉભો થયો અને જગત પર તુટી પડવાનો વીચાર કરવા લાગ્યો. "શું તમે ખરી વાત કહો છો ?"

"તમે મારી વાત માનતા નથી એમ જણાવીને હું જુઠું બોલુ છુ એવો આરોપ મુકો છો અને તે એક જાતનું અપમાન છે,' પ્રશંસાપાત્ર શાંતીથી જગતે જવાબ આપ્યો: "જો તમારે મારી સાથે હીસાબજ ચુકતે કરવો હોય તો હું તઇયાર છું."

"મી૦ જગતકુમાર ! હું દીલગીર છું ને તમારી માફી માગુ છું." ખુરશી પર બેસી મહમ્મદ બોલ્યો: "તમે મારી રખાતને ઉપાડી ગયા છો એ વાત મને કહેવા આવ્યા છો ? મારા હીચકારા નોકરો

જે હકીકત કહી શકયા નથી તે મને જણાવવા માટે હું તમારો આભાર માનું છું," ક્રોધથી હોઠ કરડી તે બોલ્યો.

"મી૦ મહમ્મદ હુસેન ! હું તમને બધી વાત ખુલાસાવાર કહીશ. ગઇ કાલે હું ગોલવડ તમારા બંગલામાં માયાની તપાસ કરવા ગયો હતો એવામાં તમારા નોકર દ્વારા મને ખબર મળી કે માયા નાસી ગઇ છે. હું નીરાશ થઇ સ્ટેશન તરફ જતો હતો એટલામાં મારા સદભાગ્યે યારી આપી અને તમારા એક બીજા નોકરના પંજામાંથી હું માયાને છોડવી શકયો. હાલમાં તે મારા કબજામાં છે. કદાચ તમે ફરીથી તેની તપાસ કરી તેને પાછી મેળવવાનો પ્રયાસ કરશો એમ ધારીને એવું કંઇપણ ન કરવાની તમને ચેતવણી આપવાને હું અત્રે આવ્યો છું," જગતે ખુલાસો કર્યો.

"જો એ શીવાય તમારે બીજું કંઇ કામ ન હોય તો હવે રૂખસદ લો."

"નહી, મારે બીજું પણ કામ છે" કહી જગતે પોતાની તીક્ષણ આંખો મહમ્મદ હુસેન પર સ્થીર કરી કહ્યું: "મી૦ મહમ્મદ હુસેન ! તમે જાણો છો કે હું તમને ચોવીસ કલાકમાં કેદખાનાની હવા ખાવા મોકલવાની તાકાત ધરાવું છું ?"

"મી૦ જગતકુમાર !—" ખુરશી પર આકુળ વ્યાકુળ થઇ મહમ્મદ બોલ્યો.

"શાંત થાઓ અને મારી વાત સાંભળી લો, જનાબ—!" જગત શાંત અદાથી પણ એવી મક્કમતાથી બોલ્યો કે મહમ્મદ ચુપ થઇ

ગયોઃ "તમે માયા સાથે જે વર્તણુક ચલાવી છે તે કાયદા પ્રમાણે ગુન્હો છે. તમે તેને ફસાવી છે એટલુંજ નહી પણ બળાત્કારે તમે તેની લાજ લુંટી છે અને તેની સજા સાત વરસની કાળાપાણીની સજા છે"

મહમ્મદનો ચહેરો મોત જેવો ફીક્કો થઇ ગયો.

"હા એ ગુન્હાની એજ સજા છે. જો હું વેર લેવાનો નીચ ખ્યાલ કરૂં, તમે મારી સાથે જે નીચ દગો કરી મને પોલીસને સોંપ વાનું જે કાવતરૂં રચ્યું હતું તે જો હું ધ્યાનમાં લઉં તો આજ પળે હું તમને કાયદાની ચુંગાલમાં ફસાવી દેત પણ નહી. હું તમારી સાથે દયાભરી રીતે કામ લેવા માંગું છું કે જેથી તમને અને તમારી કામવાસનાથી ભ્રષ્ટ થયલી ગરીબ રમણીને લાભ થાય, તમે જે ગુન્હો કર્યો છે તેના નજીવા પશ્ચાતાપ તરીકે તમારે માયાને રૂ. ૧૫૦૦૦ ની રકમ આપવી પડશે અને ભવીષ્યમાં તેને કદી પણ ન સતાવવાનું ગંભીર વચન આપવુ પડશે."

"હું કબુલ કરૂં છું." ધ્રુજતા અવાજે મહમ્મદ બોલ્યોઃ "પણ હાલમા મારી પાસે રોકડા રૂપીઆ નથી તેમ તમને ચેક આપી શકાય તેટલા બેન્કમાં નાણાં નથી. જો આજે સાંજે તમે મારે ઘેર–"

"નહી હું ફરીથી આ ઘરમાં દાખલ થવાનો નથી." જગત વચ્ચે બોલી ઉઠયો, "તમે આજે રાતે દશ વાગા સુધીમાં જરૂર એ રકમ મેળવી શકશો અને તે સમયે હું તમને મહાલક્ષ્મીના તોપખાનાની સામે મળીશ."

"એ એકાંત જગાએ શા માટે ?" પોતાના હરીફ પર નજર ફેરવી મહમ્મદે પુછયું.

"કારણ કે હું કોઇ પણ જાતની દગાબાજી સામે સલામતી રાખવા માગું છું," જગને જવાબ આપ્યો, "જે સબબે વગર વાંકે ને વગર ગુન્હાએ મને નીચ મ્હાલી ડોશીની જુઠી વાત પરથી કેદમાં નખાવવાની કોશેષ કરી હતી તે તેના ગુન્હાની નીશાનીઓ નાબુદ થાય ત્યાં સુધી મને પોતાના માર્ગમાંથી દુર કરવાને કંઈ પણ કરવાને ચુકે એમ નથી, કારણ કે તે દરમીયાન તમે કદાચ માયાનો પત્તો મેળવી તેને પાછી ઉપાડી લઈ જઇ શકશો. મહમ્મદહુસેન ! મારી સાથે તમારી રમત ચાલવાની નથી. તમારા ઘરમાં તમે મને સહેલાઇથી ફસાવી શકો પણ મહાલક્ષ્મીના દરીયા કીનારાં પર હું તમને ને તમારા ભાડુતી માણસોને લોખંડના ચણા ચવાડી શકું એમ છું."

"તમે મને અન્યાય કરો છો મી૦ જગતકુમાર ! મ્હાલી ડોશીએ જે નાપાયાદાર આરોપો તમારા પર મુકયા હતા તે નવેસરથી તાજા કરવા જેટલો હું મુર્ખો નથી, હશે, પૈસા અહીં આપવા કે દરીયા કીનારા પર તે મારે મન સરખુંજ છે. પણ આજે રાતે દશ વાગે મારે એક જણને મળવા જવાનું છે એટલે જો મારો કોઇ માણસ તમને પૈસા આપી જાય તો તમને કંઈ વાંધો છે ?"

"જરા પણ નહી. તમારા માણસને છુપી નીશાની તરીકે "મહમ્મદ" શબ્દ વાપરવાનું કહેજો."

"વારૂ, જેવી તમારી મરજી."

" પણુ યાદ રાખજો ! મારી સાથે તમારી ચાલાકી ચાલવાની નથી, મહમ્મદહુસેન ! જો તમે આ ચેતવણી નહી માનશો તો આવતી કાલેજ તમે વગર ભાડાંની કોટડીના મહેમાન થશો." આટલુ કહી ને ઉભો થયો અને ઠસ્સાથી સલામ કરી તે દીવાનખાનામાંથી બહાર નીકળી ગયો.

જગત જતાંજ મહમ્મદનો શાંત ક્રોધ જવાળામુખીની પેઠે ફાટી નીકળ્યો, તે વકરાયલા વાઘ પેઠે ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો. વ્હાલી ડોશીએ બેદરકારીથી માયાને નાસી જવા દીધી હોત તો તેટલાથીજ આ કામી પુરૂષ ગુસ્સાથી લાલ પીળો થઇ જાત, પણુ આજે તેના પાસા ઉલટાજ પડયા હતા. તેનો હરીફ તેની પ્યારી માશુકનું હરણુ કરી ગયો હતો એટલુંજ નહી પણુ જો તે રૂ. ૧૫૦૦૦ ન આપે તો તેને કેદમાં નખાવવાની ધમકી આપીને ચાલ્યો ગયો હતો. આ બનાવ તેના મગજની વરાળ ૧૫૦ ડીગ્રી સુધી વધારી મેલવાને પુરતો હતો.

કેટલીક મીનીટ સુધી તે બુદ્ધીવાન શખસને બદલે પાગલ માણુસ જેવોજ જણાયો. પોંજરામાં પુરાયલા સીંહની પેઠે તે આમ-તેમ આંટા મારી રહયો હતો એવામાં અચાનક એક વીચાર આવતાં તે ઉભો રહયો અને ગુસ્સાથી લાલ થયલા તેના મ્હોં પર હાસ્ય ફર-કયું, તરતજ ટેબલ આગળ જઇ તેણે એક ચીઠી લખી અને તે પર ભીમભાઇનું ઠેકાણું લખી નોકર મારફતે તેના પર તે ચીઠી મોકલી આપી. એક કલાકમાંજ અવાલી ભીમભાઇ આવી પુગ્યો અને મહમ્મદને સલામ કરી ઉભો રહયો

"બોલો, સાહેબ, શું હુકમ છે?"

"આજે રાતે તું નવરો છે?" મહમ્મદે પુછ્યું.

"હા. નવરો નહી હોઉં તો પણ તમારે માટે બધા કામ પડતા મેલવાને તૈયાર છુ."

"ઠીક, પણ જો આજનું તારૂં કામ મારા આગલાં બધા કામ કરતાં વધુ ભયંકર છે, તારા હાથમાં તાકાત છે? તારી છુરીની ધાર અણીયાળી છે?" મહમ્મદ ધીમા સ્વરે બોલ્યો.

"જો તમારો બદલો ઉદાર હશે તો મારી છુરી અણીદાર અને મારો હાથ લોખંડ જેવો મકકમ થઇ શકશે, મુંબાઈમાં મારા જેવો દાદો કોઇ નથી." ભીમબાઇ મગ્રૂરી હસીને બોલ્યો.

"લે, આ બીનાના અઢીસો રૂપીઆ! કામ પુરૂં કરી આવશે તો હું બીજા પાચસો આપીશ." કહી મહમ્મદે ભીમબાઇને અઢીસો રૂપીઆની નોટો આપી. "હવે સાંભળ આજે રાતે મહાલક્ષ્મીના તોપખાના આગળ બરાબર દશ વાગે જજે. ત્યાં એક શખસ તારી રાહ જોતો હશે અથવા થોડા વખતમાં આવી પુગશે, તું મારો માણસ છે એવી ખાત્રી કરી આપવા માટે "મહમ્મદ" શબ્દ વાપરજે અને સામો માણસ એજ શબ્દ પાછો કહે કે તરત તારી છુરીનો ઉપયોગ કરજે! એનો જીવ લીધા વીના ન છોડતો, પછી તે ગમે તે હોય. સમજી ગયોને?"

"બરાબર!" ગજવામાં પડેલી નોટો બાડી આંખે જોતાં મવાલી બોલ્યો.

# પ્રકરણ ૨૪ મું.

## મ્હાલી ડોશી અને જગતકુમાર.

મહમ્મદ હુસેનને મળીને જગત મોટરમાં બેસી સીધો ગોલવડ જવા ઉપડી ગયો. મહમ્મદ સાથેની વાતચીત પરથી તેની ખાત્રી થઇ હતી કે મ્હાલી ડોશીએ માયા નાસી જવાની ખબર તેને આપી ન્હોતી. ટ્રેન એક વાગે જતી હતી એટલે જગતને મોટરમાં ગયા વીના છુટકો ન્હોતો, મહમ્મદ હુસેન મ્હાલી ડોશીને મળે તે પહેલાં જગત એ ડોશીને મળવા માગતો હતો. મહમ્મદ રૂ. ૧૫૦૦૦ આપે તે પહેલાં મ્હાલી ડોશીને ન મળી શકે એવી જગતની ગણત્રી હતી કારણ કે જો મહમ્મદ મ્હાલી ડોશીને મળવા પામે તો એ બદમાસ બલા જગતકુમાર પ્રત્યેના ક્રોધને લીધે કેટલીક એવી છુપી વાત કહી દેવાનો સંભવ હતો કે જેથી જગતની પૈસા કઢાવવાની આખી બાજી ધુળમાં મળી જાય. જો જગત કુમારના છુપા ભેદો મહમ્મદ હુસેન જાણી જાય તો તેને હીંમતથી કહી શકે કે "માયા પર બળાત્કાર કરવા માટે જો તું મને સજા કરાવશે તો હું તારો ભેદ ફોડી દઇ તને પણ ફાંસીને લાકડે ચઢાવીશ" પરીણામ એ આવત કે બન્નેને એક બીજાથી ડરવું પડત. હાલમાં આખી બાજી જગતના લાભમાંજ હતી અને તે એ લાભ જવા દેવા

માગતો ન્હોતો. ટુંકમાં મ્હાલી ડોશીને મળીને તેને મહમ્મદ હુસેનની મહેરબાનીથી દુર કરવાની અત્યંત જરૂર હતી.

બપોરે બાર સાડા બાર વાગે જગત ગોલવડ પહોંચ્યો. આ વખતે તે ખેડુતના પોષાકમાં ન્હોતો પણ શ્રીમંત ગૃહસ્થના વેષમાં હતો. મહમ્મદના બંગલા આગળ જઇ તેણે નોકરને કહ્યું. "તારા શેઠે એક સંદેશો લઇ મને મ્હાલી ડોશીને મળવા મોકલ્યો છે. મ્હાલી ડોશી ક્યાં છે? તારા શેઠને માયા નાશી જવાની ખબર મળી ગઇ છે."

નોકર આ સાંભળી અજબ થયો કારણ કે માયા વીષે કંઇપણ ખબર મહમ્મદને આપવામાં આવી ન હતી. મહમ્મદને એ સ્નાનના સમાચાર પુગાડવાની કોઇનામાં હીમ્મતજ ન્હોતી તેથી નોકર જગત તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો.

"મારૂં ડાચું શું ટીકયા કરે છે?" કહી જગત સીધો બારણામાં દાખલ થયો અને પહેલા માળ પર જતાંજ ઓરડામાં મ્હાલી ડોશી વીચાર ગ્રસ્ત હાલતમાં સોફા પર બેઠેલી નજરે પડી. માયા નાસી જવાથી તેની નીરાશાનો પાર રહયો ન્હોતો. આવા સંજોગોમાં અચાનક તેની નજર સામે જગત આવી પુગવાથી તેના ભયનો પાર રહયો નહી. તે માથાથી તે પગ સુધી ધ્રુજી ગઇ. આસપાસ કોઇ નોકર નથી. એવી ખાત્રી કરી જગત ભયંકર સ્વારે બોલ્યો.

"મારે તને કેવી સજા કરવી! બબ્બે મહીના થયા તું મારી વીરૂધ કામ કરી રહી છે. મારા હુકમોનો અનાદર કરી રહી છે અને મારા દુશ્મનની સેવા બજાવી રહી છે. હું માયા પર મોહી પડયો છું

તેથી તેને મહમ્મદ હુસેનના પંઝામાંથી બચાવવાની હું તને આજ્ઞા કરૂં છું. બદમાસ ડોકરી! મારા હુકમ કરતાં તને મહમદના પૈસા વધુ પ્યારા લાગ્યા હતા? તે દીવસે તારા ઘરમાં મને કેદ કરી તેં મને કેદ કરવાનું કાવતરૂં રચ્યું હતું અને જો મને અદાલતમાં લઇ જવાને પોલીસ શકિતવાન થઇ હોત તો તારા સોગનની દરકાર કર્યા વીના તેં મારી વીરૂધ જુબાની આપી હોત—"

"નહીં, નહીં," શરમથી નીચું જોઇ ભયથી થરથરતી ડોશી બોલી. "મને મારા દુષ્ધતાઇ માટે તરતંજ પસ્તાવો થયો હતો. તમે પોલીસના હાથમાંથી નાસી ગયા તે પહેલાંજ મેં મહમ્મદને કહી દીધું હતું કે તમારી સામે મેં મુકેલા આરોપો ખોટા હતા."

"હશે, પણ જો મામલો ગભીર થાત તો તેં મને જરૂર દગો દીધો હોત." જગત સખત સ્વરે બોલ્યો. "મુર્ખ ડોશી! તું એમ ધારે છે કે હું સજા પામીશ તો મારૂં વેર લેનાર કાઇ બાકી નહીં રહે? જેઓ સાથે તને લાંબા સમયથી સબંધ છે, જેઓએ તારી અનેક સેવા બજાવી છે તેઓની ખુલ્લી દુશ્મન થયા પછી મહમ્મદની સતા અને લક્ષ્મીને જોરે તું બચી જાત એમ તું ધારે છે? તું પાગલ થઇ ગઇ છે. સેનાપતીના રક્ષણ માટે તેના તંબુની આસપાસ આખું લશ્કર ઉભું હોય તોપણ ઝેરી સાપ તબુમાં દાખલ થઇને સેનાપતીનો જીવ લઇ શકે છે તેવીજ રીતે તારો જાન જાત, સમજી?"

"હા, હું એ બધું હવે સમજું છું. હવે મને ભાન થાય છે કે મેં ભુલ કરી હતી. મને અનહદ પસ્તાવો થાય છે, સરદાર!—"

મ્હાલી ડોશી લગભગ રડી પડવાની અણીપર આવી બોલી "સર-દાર! મને અત્યાર અગાઉ સજ્જડ સજા થઇ ચુકી છે, મને ગીર-ગામપરનું મારૂ ઘર તજી દેવાની ફરજ પડી છે. હું આ એકાંત જગાએ મહમ્મદ હુસેનની નોકરી કરૂં છું અને તમે અથવા બીજો કોઇ મને જોઈ ન જાય તે માટે આ બંગલામાંથી હું બહાર પણ નીકળી શક્તી નથી......"

"આવી જાતની એકાંત કેદ તને ન ગમે તે હું સારી પેઠે સમજી શકું છું પણ એવી સ્થીતી લાવવા માટે તુંજ જવાબદાર છે." જગત બોલ્યો.

"જો તમે બધું જાણતા હો તો તમને મારી દયા આવશે." જગત ભય બતાવવાને બદલે ઠપકો આપતો જણાવાથી મ્હાલી ડોશી રડતી રડતી બોલી. "તે દીવસે તમે અને મમા ગીરગામપરના મારા મકાનમાંથી નાસી ગયાં તે દીને મારી મુશ્કેલાનો પાર ન્હોતો. શું કરવું તે હું સમજી શકતી નથી. એક બાજુથી મને તમારો ભય હતો—બીજી બાજુથી મહમ્મદ હુસેન મને ધમકાવી રહ્યો હતો. એક બાજુ તમારી સજાનો ભય હતો—બીજી બાજુ મહમ્મદ મને કેદ કરાવવાની ધમકી આપતો. હું ભયથી અરધી પાગલ થઇ ગઇ હતી—"

"પણ મુરખી! તને એટલો ખ્યાલ ન આવ્યો કે મહમ્મદ હુસેન કરતાં હું વધારે શક્તિવાન છું? તને ખબર છે કે જો હું ધારૂં તો આજેજ તારા એ રક્ષણહારને ફુળ ચાટતો કરી નાખું!—"

"મને માફ કરો સરદાર! આટલીવાર માફ કરો—" મ્હાલી ડોશીએ અરજ કરી.

"તને ખબર છે કે જ્યારે દયા કરવી યોગ્ય હોય ત્યારે હું હંમેશાં મારી આપું છું. તું સારી પેઠે જાણે છે કે સ્ત્રી જાતપર હું વેર લેવાની વીરૂદ્ધ છું. પણ જે યુવતીને હું ચાહું છું અને જે હમણાં મારા રક્ષણ નીચે છે તેને પાછી મહમ્મદ હુસેનના હાથમાં સોંપવા માટે તું પાછી કાવત્રાં ન કરે તેની જામીનગીરી શી છે?"

"ભાયા તમારા રક્ષણ નીચે છે!......હા-હા-ગઇ કાલે નોકરે આવી વાત કરી તે પરથી મેં એમજ ધાર્યું હતું. તમે મારી વફાદારીની જામીનગીરી માગો છો? અફસોસ તમને કેમ સંતોષવા તે હું જાણતી નથી. હું એટલુંજ કહી શકું કે મને મારા કૃત્ય માટે પશ્ચાતાપ થાય છે. આ ધરથી હું કંટાળી ગઇ છું અને મારે ઘેર જવાને આતુર છું—"

"ઠીક છે તારી નવરીની મને દરકાર નથી, છતાં તને માફ કરવાનું મને મન થાય છે."

"મારી કસોટી કરી જુઓ, સરદાર! મને કંઇપણ કામ સોંપો અને હું તે વફાદારીથી પાર પાડીશ." મ્હાલી ડોશી બોલી, આ સમયે તે જગતકુમાર સાથે પાછી સુલેહ કરવાને પ્રમાણીકપણે તૈયાર થઇ હતી કારણ કે તેની ખાત્રી થઇ ગઇ હતી કે આ ભયંકર માણસ સાથે વેર બાંધવામાં સાર નથી. તે જાણતી હતી કે તેના

જીવનનો આધાર જગતની દયા પર છે. તેને મહમ્મદ હુસેનના ક્રોધી સ્વભાવનો ડર લાગતો હતો. માયાને નાસી જવા દેવાની બેદરકારી માટે તે તેનેજ ફાડી ખાશે એવી તેની ખાત્રી હતી. માયા નાસી જવાથી હવે ગોલવડના બંગલામાં મહમ્મદ હુસેન રહેવા દે એ સંભવીત ન્હોતું અને તે એ પણ જાણતી હતી કે જો કોઇ માણસ તેને મહમ્મદ હુસેનથી બચાવી શકે એમ હોય તો તે જગતકુમાર હતો. બન્ને તેના દુશ્મન હતા અને એ દુશ્મનાવટ ચાલુ રહે તો તેની પાયમાલી થઇ જાય તે વીશે કશો શક ન્હોતો. આવા સંજોગોમાં કોઇને ખાતર નહીં તો પોતાના જાનની સલામતીને માટે પણ જગતકુમારને મનાવી લેવાની તેને જરૂર જણાઇ હતી. તેના મનના વીચારો જગત સહેલાઈથી કલ્પી શકયો. મનમાં ને મનમાં મ્હાલી ડોશી પાછી પોતાના પક્ષમાં આવવાને આતુર છે એ ખ્યાલથી જગત મલકાયો, પણ પોતાનો મનોભાવ જણાવ્યા વીના તે બેદરકારીથી બોલ્યો.

" તું મહમ્મદની નોકરી તજી દેવાને તૈયાર છે તેની સાબીતી તરીકે તારે પહેલ વહેલાં આ બંગલો તજી દઇ મુંબઇમાં તારા ઘરમાં જવું પડશે."

" હું ખુશીથી મુંબઇ જવાને તૈયાર છું પણ મને માયા નાસી જવાથી મહમદ હુસેનનો ડર લાગે છે. તેણે મને કેદ કરાવવાની ધમકી આપી હતી અને હવે તે જરૂર તેમ કરશે." ડોશી બોલી.

" જો તને એટલોજ ડર હોય તો મહમદને ચુપ રાખવાનું હું માથે લઉં છું."

" તો મને કંઇ વાંધો નથી. હું તમારી સાથેજ મુંબઇ આવવાને તૈયાર છું."

" ચાલ ત્યારે."

ડોશી તરત પોતાની પેટી લઇ નઇઆર થઇ અને બન્ને મોટરમાં બેસી મુંબઇ જવાને ઉપડી ગયાં. યોગ્ય સમયે મોટર મુંબઇ આવી અને મ્હાલી ડોશી પુનઃ ગીરગામ પરના અનીતી ભવનમાં જઇ પહોંચી. તેના નોકરો તથા ફાતમા બે મહીનાથી તે ગુમ થયલી હોવાથી ભયમાં પડયાં હતાં. મ્હાલી ડોશીના અચાનક આગમનથી સઘળાં અજબ થયાં પણ જગત સાથે હોવાથી કોઇ કંઇ બોલવાની હીંમત કરી શકયું નહી.

" આવો, આવો, સાસુજી! તમે આટલા દહાડા કયાં હતા ?" મ્હાલી ડોશીને ફાતમાએ પુછયું. વાંચનાર સારી પેઠે જાણે છે કે ફાતમાં અને મ્હાલી ડોશી વેશ્યાઓ હતી અને તેથી ધર્મ કે મઝહબની પરવા કર્યા વીના ગમે તેની સાથે સગાઇના ગાંઠથી જોડાવાને બનેને કશો વાંધો ન્હોતો. ફાતમા પ્રથમ મહમ્મદ હુસેનની માશુક હતી પણ તે તેનાથી કંટાળી ગયો ત્યારે થોડાક પઇસા આપી તેણે ફાતમાને મ્હાલી ડોશીના દીકરાને ગળે વળગાડી હતી.

" તારી સાસુ કયાં હતી તેની તારે દરકાર કરવાની નથી." જગત વચ્ચે બોલ્યો, " એ પાછી આવી છે તેટલુંજ પુરતું છે, પણ ફાતમા! તારૂં મ્હોં કેમ ઉતરી ગયું છે? શું કંઇ માઠો બનાવ બન્યો છે?"

"હા, સરદાર! છોટુને પકડવામાં આવ્યો છે—!"

"છોટુ ગીરફતાર થયો? આજે?"

"હા, સરદાર! ગઇ રાતે તે આપણા મંડળના મકાનમા સુતો હતો. સહવારે હું તેને મળવા ગઇ હતી, સાંજે અમે સાથે ફરવા ગયાં અને ગ્રાંટરોડ પર વોહરાના હોટલમાં ખાવા જતાં હતા, એટલામાં એક ભઇયાએ તેને ઓળખ્યો અને પોલીશે તેને ગીરફતાર કર્યો—"

"ઓહ! લાલદાસનો ભઇયો! વારૂં પછી—"

"ભઇયાએ તેના પર પોતાના શેઠની નોકરીમાંથી નાસી જવાનો આરોપ મુકયો—"

"ઓહ! એટલુજ હોય તો કંઇ ફીકર નથી."

"પણ અમે આજે સાથે હર્યાફર્યા પછી એ ગીરફતાર થયો તેથી મને ઘણી ચીંતા થાય છે"

"તું ચીંતા ન કર, ફાતમા! બોલ, તેં છોટુને મારો ભેદ તો કહી દીધો નથીને?"

"હું ગાંડીઆંડી છું? તમારો ભેદ હું, પીરૂ અને સાસુજી સીવાય કોઇ જાણતું નથી, ગઇ રાત્રે છોટુએ પીરૂને તમારા ભેદ વીષે સવાલ પુછયો હતો પણ પીરૂ એના બાપેનો છે. તેણે વીંટી વીષેની તમારી આજ્ઞા સભળાવી એ વાતજ ઉડાવી દીધી—"

"શાબાશ! પીરૂને એ માટે ઇનામ મળશે. પણ હવે છોટુને છોડાવવાનાં પગલાં લેવાં જોઇએ કેમકે તેને નજર આગળથી દુર રાખવો પરવડે એમ નથી."

" હા વળી માજીસ્ટ્રેટ આગળ એ કંઇ છુપાવી શકવાનો નથી. એ ઘણું જાણે છે–ને ને–હું એને ચાહું છું—"

" કંઇ ફીકર નહીં, હું એને તરતજ તારી પાસે મોકલીશ. હું વચન આપું છું કે આ રાતે એ અહીંજ જમશે. પણ અફસોસ!" જગત કંઈ યાદ આવવાથી બોલ્યો.

"કેમ! શું છે?" ફાતમા પોતાના આશકને છોડાવવામાં કંઇ મુશ્કેલી છે એવા ખ્યાલથી ચીંતાતુર થઇ બોલી.

" વાત એમ છે કે મારા એક ખાનગી કામ માટે મારે આજે રાતના પૈસા લેવા જવાનું છે. મ્હાલી ડોશી! તારા મહમ્મદ પાસેથીજ મારે આજે પૈસા લેવાના છે."

" મહમ્મદહુસેન પાસેથી?" ફાતમા ખુશી થઇ બોલી. "જગતકુમાર, તમે એનું ગજવું હલકું કરવાને ફતેહમંદ થયા તેથી મને આનંદ થાય છે. એ માણસ મને ગમતો નથી. મારાથી કંટાળી ગયો ત્યારે એણે મને છોડી દીધી હતી—"

" હવે એ ચર્ચા કરવાની મને ફુરસદ નથી. સવાલ એ છે કે આજે રાતે દશ વાગે મહમ્મદ પાસેથી પૈસા લેવા કેમ જવું અને તે સાથેજ છોટુને છોડાવવાના પગલાં કેમ લેવાં?"

" પૈસા લેવા માટે તમારેજ જવાની અનીવાર્ય જરૂર છે?" મ્હાલી ડોશી બોલીઃ "હું તમને વફાદાર છું તેની સાબીતી આપવાને હું ઘણીજ આતુર છું."

"ખરૂં–" જગત થોડીકવાર વીચાર કરી બોલ્યો. તેને લાગ્યું કે મ્હાલી ડોશીની કસોટી કરવાનો આ યોગ્ય પ્રસંગ છે. "મ્હાલી ડોશી, મારે બદલે એ કામ તુંજ કરજે. આજે રાતે દશ વાગે મહાલક્ષ્મીના તોપખાના આગળના દરીયા કીનારા પર જજે. અને ત્યાં 'મહમ્મદ" નામ કહેતાં જે સખસ તને સામો મળે એજ નામથી જવાબ આપે તેને મળીને પૈસા લઇ આવજે. સમજી ?"

"સમજી ગઇ ! મહમ્મદ જાતે નથી આવવાનો ?" મ્હાલી ડોશીએ પુછ્યું.

"નહિં, તે આવે એમ લાગતું નથી. તેના તરફથી જે માણસ આવે તેની પાસેથી રૂ. ૧૫૦૦૦ લઇ તેને કહેજે કે "તારા શેઠને જઇને કહેજે કે આજે રાતે હું મ્હાલી ડોશીને મળ્યો હતો અને મ્હાલી ડોશીએ કહેવરાવ્યું છે કે તારા શેઠે હવે પછી કદી પણ મ્હાલી ડોશીને સીધી યા આડકતરી રીતે સતાવવી નહીં, નહીં તો જગતકુમારે માયાની સતામણી માટે મહમ્મદને જેવી સજા કરવાની ખાત્રી આપી હતી તેવીજ સજા મ્હાલી ડોશીની સતામણી માટે કરવામાં આવશે"

"હું વફાદારીથી તમારા કહેવા પ્રમાણેજ કરીશ."

"વારૂ. હવે મને એક ગ્લાસ વ્હીસ્કી આપ ને છોટુને છોડવવાની તજવીજ કરવા જવા દે—" જગત મ્હાલી ડોશીને આજનું કામ સમજાવી બોલ્યો.

મ્હાલી ડોશી દારૂની બાટલી લેવાને બીજા ઓરડામાં ગઇ એટલે જગતે ફાતમાને પાસે બોલાવી ધીમા સ્વરે તેના કાનમાં કહ્યું: "હજી

દોઢ કલાકની વાર છે, તેટલો વખત તું મ્હાલી ડોશીની સાથેજ રહેજે અને એ મહાલક્ષ્મી જવાને ઉપડી જાય પછી એની પાછળ પડજે. જોજે, એને શક ન જાય. તોપખાના આગળ પીરૂ છુપાયલો હશે. જો પીરૂને એમ લાગશે કે તારી સાસુ મને દગો દેવાને તૈયાર થઇ છે તો તે સીટી મારશે. સીટીનો અવાજ આવે તો તું પીરૂની મદદે દોડી જજે અને મ્હાલી ડોશી જો મહમદના માણસ સાથે ચાલી જતી હોય તો તેને પકડી લાવજો, આમ કરવાનાં અનેક કારણો છે. જોજે, સંભાળથી કામ લેજે."

"તમે જરા પણ ચીતા ન કરતા. હું એ પ્રમાણેજ વર્તીશ પણ મને છોટુની ચીંતા થાય છે. હું ખરેખર તેના પર મોહી પડી છું કમકે મારો ધણી મને પસંદ નથી."

"ચુપ રહે, ડોશી આવે છે,' કહી તે બારી આગળ જઇ ઉભો. મ્હાલી ડોશી અંદર આવી ત્યારે ફાતમા જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ સાડીના છેડા સાથે રમત કરતી સોફા પર બેઠી હતી.

જગતે એક પેગ વ્હીસ્કી પી થોડીક બીસ્કીટ ખાધી અને મ્હાલી ડોશીને પોતાનો હુકમ બરાબર બજાવવાની તાકીદ કરી, ફાતમા તરફ મર્મભરી નજર ફેંકી તે ત્યાંથી વીદાય થયો.

રસ્તાપર એકલો પડ્યા પછી જગત વીચાર કરવા લાગ્યો.

"સારૂં થયું કે મહમ્મદે મને ચેક ન આપ્યો, નહિં તો આ બલાની પરીક્ષા કરવાની અમુલ્ય તક હાથમાંથી ચાલી જાત. જો તે

મને બેવફા થઇ મહમ્મદહુસેનના પક્ષમાં જશે તો હું એને પાયમાલ કરશ. જો એ બંનેને બેવફા થઇ પૈસા લઇનિ નાશી જશે તો હું એને પકડી શકીશ. પીર એ કામ કરી શકશે. ફાતમા મને ઘણી ઉપયોગી છે એ પોતાના ધણીને ધીક્કારે છે એટલે મારે માટે ગમે તે કરવા તૈયાર થશે. ફાતમા મારા અણમોલ હથીયાર જેવી છે..." આટલા વીચાર કરી તેણે વીજયી હાસ્ય કર્યું. તેણે પોતાની ચાલાકીથી એક જાતનું રાજતંત્ર સ્થાપ્યું હતું અને તેના સઘળા નોકરો ગુલામોની પેઠે તેને તાબે થતા હતા.



# પ્રકરણ ૨૫ મું.

## છોટુ છુટયો.

મ્હાલી ડોશીને મહમ્મદના માણસ પાસેથી પૈસા લાવવા માટે જવાનો હુકમ કરી, ફાતમાને તેની પાછળ જાસુસ તરીકે જવાની સુચના આપી જગત બહાર પડયો. સીધો તે લાલદાસ શેઠને ઘેર ગયો. લાલદાસે તેનું માનપુર્વક સ્વાગત કરી વાતમાં ને વાતમાં કહ્યું. "શું જમાનો આવ્યો છે મી૦ જગતકુમાર! જે જવાનને મેં દયાની લાગણીથી શીખવા રાખ્યો હતો તે બદમાસ નીવડયો છે."

"કોણ? પેલો—એનું નામ શું?" જગત જાણે કંઇ જાણતોજ ન હોય તેમ બોલ્યો.

"છોટુ."

"હં-હં-એણે શું કર્યું?"

"ગઇ રાતે મારા ઘરમાંથી ગુપચુપ નાસી ગયો હતો. સવાર સુધીમાં એ ન આવવાથી અમને કેટલી ચીતા થઇ હસે તે તમે સમજી શકશો. આમ રાતની વખતે એ અદ્રસ્ય થઇ ગયો તેથી મને એના ભમાટુ જીવન પર તીરસ્કાર ઉપજ્યો. આજે એને .કોઇ છટકેલ સ્ત્રી સાથે ગોલપીઠાં પર રખડતો મારા ભૈયાએ જોયો અને તેણે મને પુછ્યા પાછ્યા વીના એને મારી સાથનો કરાર તોડવા માટે પોલીસને સ્વાધીન કરી દીધો. કાલે એને માજીસ્ટ્રેટ સમક્ષ રજુ કરવામાં આવશે

ત્યારે તેને નજીવી સજા કરવાની હું જાતેજ અરજ કરનાર છું-" લાલદાસે પોતાની ભલાઇ બતાવી છોટુનો કીસ્સો કહયો.

"એ યુવાનને કેદખાનાના જીવનનો અનુભવ કરાવવો એ દયાજનક છે" જગત બોલ્યો.

"ત્યારે મારે શું કરવું ? તેના શેઠ તરીકે હું તેની નીતીરીતીની દેખરેખ રાખવાને બંધાયલો છું. જો તેને વખતસર ચમકાવવામાં ન આવે તો તે તદન બગડી જવાનો ભય છે. આવા ભયંકર જુવાનને મારા ઘરમાં રાખતાં મને હવે ડર લાગે છે."

"એની સાથેનો કરાર રદ કરી એને તમે એની મા પાસે પાછો ધકેલી દો તો ?" જગતે કહ્યું.

"એ બીચારીની છોકરીનું હરણ થયું ત્યારથી એ ગાંડી જેવી થઇ ગઇ છે. નહીં તો મને કરાર રદ કરવામાં કઇ વાંધો નથી. ખરૂ પુછો તો મી૦ જગતકુમાર હું એનાથી કટાળી ગયો છુ. મને એનાપર ભયંકર શક આવ્યો છે. મારો ભઇયો એને ગુનેહગાર માને છે."

"શું છોટુએ કંઇ ગુન્હો કર્યો છે ?"

"તમે મારા ઘરમાં ચોરી થવાની વાત જાણતા નથી ?"

"ચોરી ?"

"હા. શુક્રવારે મારે ઘેર ચોરી થઈ હતી. અને તે માટે ભઇયાને છોટુપર શક છે."

"શુકરવારે ? હું તમારે ત્યાં જમી ગયો તેજ રાતે ? અરે રામ! નહીં નહી. એ જવાન કોઈ માશુકને મળવા ઘરમાંથી બહાર ગયો હશે પણ એણે ચોરી કરવા જેવું નીચ કૃત્ય કર્યું હોય એમ હું માનતો નથી. શુકરવારે રાતે હું તમારી મહેમાનગીરી ચાખી વીદાય થયો ત્યારે એ ત્રણ મવાલી જેવા શકમંદ માણસોને મેં તમારા ઘર આગળ રખડતા જોયા હતા. એ રાતે બહાર ગયો તેથી એને ચોર ગણી લેવામાં ન્યાય નથી."

"હું એને ચોર ગણતો નથી."

"જુઓ લાલદાસ શેઠ! હું એક નીક્ષપક્ષપાત માણસ તરીકે દલીલ કરૂં છું. તમે પણ એક ન્યાયી ગ્રહસ્થ તરીકે એક નીર્દોષના જીવ-પર કાળું ધોળું લગાડતાં જરૂર અટકશો, એ કોઇનાં પ્યારમાં હશે તેથીજ બહાર ગયો હશે. તમારા ભઇઆએ એને કોઇ સ્ત્રી સાથે જોયો હતોને ?"

"હા."

"જો તમે મારી સલ્લાહ માનો તો એના પરનો આરોપ પાછો ખેંચી લો—"

"પણ પછી મારે શું કરવું ?"

"જો તમને કંઇ વાંધો ન હોય તો એ જવાનને હું ઠેકાણે પાડીશ. મારા એક શ્રીમંત કાકા છે. હજુ છોટુ સુધરી શકે એમ છે અને હું તેને સુધારવાનો અખતરો કરવા માગું છું. મારા કાકા એને મારી ભલામણથી નોકરીએ રાખી લેશે."

"તમારી ઉદારતા જોઇ તમારા તરફનું મારૂં માન વધી જાય છે. હું તમારી સલાહ પ્રમાણે ચાલવાને તઇયાંર છું."

"તો ચાલો, એ બીચારાને કાચી જેલમાં આખી રાત ચાંચડ મારવા દેવામાં માણુસાઇ નથી."

"ચાલો."

બને મોટરમાં બેસી પોલીસ સ્ટેશન પર ગયા. લાલદાસ શેઠે સુપ્રીન્ટેન્ડન્ટ પેટીગરાને મળી છોટુ પરનો આરોપ ખેંચી લીધો અને એ માનવંત ગ્રહસ્થની વીનતીને માન આપી સુપ્રીન્ટેન્ડન્ટે છોટુને મુક્ત કરવાનો હુકમ કર્યો.

"જો છોટુ—" કેદમાંથી મુકત થઇ છોટુ બહાર આવતાં લાલદાસે કહ્યું "આ ભલા ગ્રહસ્થે તને છુટો કરાવ્યો છે અને હવે તારે એમનીજ નોકરી કરવાની છે. વફાદારીથી ચાલીશ તો સુખી થશે. ચાલો મી૦ જગતકુમાર સાહેબજી—"

લાલદાસ શેઠ મોટરમાં બેસી વીદાય થયા. જગતની સાથે ધીમે ડગલે ચાલતો છોટુ થોડેક દુર ગયો તેનુ મગજ ચકકર ચકકર થઇ જતું હતું તેની સાથે ચાલતો સખસ જગમોહનજ છે એવી તેની ખાત્રી થતી જતી હતી, થોડેક દુર અંધારાંમાં ગયા પછી જગને કહ્યું, "આવા ભલા શેઠની નોકરી છોડી નાસી જતાં તને શરમ ન્હોતી આવી ? હું તારા કેસમાં વચ્ચે પડયો તેથી તને અજાયબી લાગતી હશે."

"પ્રભુને ખાતર, જગતકુમાર ! તમે મને એક પ્રસ્નનો જવાબ આપો. હું જે સખસને જગમોહનને નામે ઓળખું છું તે તમો છો કે નહી ?"

"છોટુ ! તુ કાં તો ગધેડો છે અથવા પાગલ છે. તારે વધારે પટપટ કરવાની જરૂર નથી."

"જગમોહન સેતાન હોય યા તમે, પણ આજે હું તમને પીછાન્યા વીના છોડવાનો નથી. બોલો, તમે કોણ છો?" કહી છોટુએ જોરથી જગતનો હાથ પકડયો ને એજ પળે પેલી ભેદી વીંટી જગતના હાથ પર જણાઇ, છોટુ ચમકયો.

"દુર ખસ, ગદ્ધા —!" પળવારમાં છોટુનો હાથ છોડવી તેને ધકકો મારી જગત બોલ્યો. છોટુ લથડીયાં ખાઇ ગયો અને તે ટટાર થાય તે પહેલાં તો જગત અદ્રશ્ય થઇ ગયો.

"શું મને સ્વપ્નું આવ્યું હતુ ? એ જગમોહનજ હતો કે જગત ? એના હાથ પર સરદારે આપેલી ભેદી વીંટી હતી ! એ જગમોહનનો મીત્ર હશે. જો જગમોહન પોતેજ હોય તો એ બદમાસ શયતાન હોવો જોઇએ." આવા વીચાર કરતો તે યંત્ર પેઠે શયતાને સાગીદ તરફ જવા લાગ્યો.

---

# પ્રકરણ ૨૬ મું.

## તોપખાનાં પર.

અમે જે સમયની નવલકથા લખીએ છીએ ત્યારે મુબઇમાં રાતની વખતે જરઝવેરાત સાથે અથવા સુદર વસ્ત્રો પહેરીને ફરવું ભારી જોખમ હતું. ભાગ્યેજ કોઇ દશ વાગ્યા પછી બહાર જવાની હીંમત કરી શકતું. સોનેરી ટોળીના જુલ્મો આજે ભુલાઇ ગયા છે પણ તે સમયે દરેક રસ્તે ગલીમાં સોનેરી ટોળીનો ત્રાસ હતો. મ્હાલી ડોશી પોતે સોનેરી ટોળીની હતી છતાં તે પણ ડરતી હતી તેથી તેણે ચીથરેહાલ વસ્ત્રો પહેર્યાં અને તે તોપખાને જવા નીકળી. તેની વહુ ફાતમા શયતાને સાગીદમાં જવાનું કહી બહાર નીકળી. બન્ને ઘર આગળથી જુદે જુદે રસ્તે ગયાં પણ ફાતમા તરતજ છુપી રીતે મ્હાલી ડોશીની પાછળ પડી. મ્હાલી ડોશીને પોતાની પાછળ કોઇ આવે છે એવો જરાપણ શક ન ગયો. તે સીધી ચાલવા લાગી. થોડેક દુર જઇ તેણે એક ગાડી ભાડે કરી. ફાતમાએ પણ ગાડી લીધી અને આગલી ગાડીથી લગભગ ૫૦-૬૦ વાર દુર ગાડી રાખવાનો ગાડીવાલાને હુકુમ કર્યો. તોપખાનાથી થોડેક દુર એક બંગલા આગળ ફાતમા ઉતરી ગઇ. પછી ફાતમા તેની પાછળ ગઇ અને એક અનુકુળ જગ્યાએ છુપાઇ ગઇ.

અત્યાર સુધી મ્હાલી ડોશીને જગતને દગો દેવાનો એક પણ ખ્યાલ આવ્યો ન્હોતો પણ તોપખાના આગળ જતાંજ તેની બુધ્ધી

બગડી. ૧૫૦૦૦ રૂપીયા જેટલી મોટી રકમ લઇ નાસી જવાનું તેને મન થયું. આવી મોટી રકમ તેના હાથમાં એકી વખતે કદી આવી ન્હોતી. તેં મુંબઇમાં સોનેરી ટોળીમાં જગતની સરદારીથી ત્રાસી ગઇ હતી. આ રકમ લઇ કોઇ ગામડામાં નાસી જઇ જીંદગી પુરી કરવાનો તેને વીચાર આવ્યો પણ તેને ખબર ન્હોતી કે જગતનાં જાસુસો તેની પાછળ પડછાયાની પેઠે ભમતા હતા.

રાતના દશ વાગવાનો સમય હતો. અંધારૂં ઘોર હતું. મ્યુનીસીપલ ફાનસ ઝાંખું ટમટમી રહયું હતું. મ્હાલી ડોશી ફાનસ આગળ ઉભી હતી એવામાં સામેથી એક ઓળો આવતો જણાયો. નજીક આવતાં તેને જણાયુ કે તે કોઇ મવાલી જેવો માણસ છે.

" તમે અહીં કેમ આવ્યા છો, બાઇ ?" પેલા માણસે ડોશી પાસે જઇ પુછ્યું.

"કામસર......તમે શા માટે આવ્યા છો ?"

"હું પણ કામસર આવ્યો છું પણ એક સ્ત્રીનું મારે કામ હોય એમ મને લાગતું નથી," ભીમભાઇ બોલ્યો.

"કદાચ મારૂંજ તમને કામ હશે." ડોશી બોલી.

'તો તમે ભેદી નીશાની જાણો છો ?"

" હા."

"મદ્દમ્મદ—"

આ શબ્દ બોલતાંજ ભીમભાઇએ એક તીક્ષ્ણ છુરી ડોશીના પેટમાં ભોંકી દીધી. ડોશીએ ચીસ પાડી. "ઓ–દગો–ખુન—" આટલા શબ્દો બોલી લોહીથી તરબોળ થઇ તે જમીન પર તુટી પડી. એજ પળે એક સ્ત્રી ત્યાં દોડી આવી અને તેણે પાછળથી ભીમભાઇની ગળચી જોરથી પકડી. ભીમભાઇ કદાવર માણસ હતો. બને વચ્ચે જીવ સટોસટની સ્થીતી ઉભી થઇ અને જો એક ત્રીજો સખસ તેજ પળે આવી પહોંચ્યો ન હોત તો ફાતમાને ભીમભાઇ મવાલી જમીન પર પટકી નાસી જાત.

નવા આવનાર જગત પોતેજ હતો. ધારવા કરતાં જલદીથી છોટુને છોડાવવામાં વીજય મળવાથી આજે રાતના કીસ્સાનું પરીણામ શું આવે છે તે નજરે જોવાને તે આવી પહોંચ્યો અને તેણે પેલા ખુનીને જોરથી પકડી રાખ્યો.

"એને મ્હોંડે ડુચા માર ને હાથ બાંધી લે—" જગતે હુકમ કર્યો. "ફાતમા ! તું તારી સાસુની સારવાર કર—"

"એને ગભીર જખમ થવાથી એ બેભાન થઇ ગઇ છે, સરદાર ! પણ એ દમ લે છે—" ડોશીને જોઇ ફાતમા બોલી.

"તારાથી બને તો લોહી બંધ કરી પાટો બાંધી લે—આપણે ડોશીને ગાડીમાં ઘેર લઇશું. આ શોકજનક બનાવ જો મારૂં ચાલી શકત તો હું બનવા દેત નહી. આ ઘા મારે માટે સરજાયો હતો. આ કાવતરૂં મારા ખુન માટે રચાયું હતું, પણ બીચારી મ્હાલી ડોશી

તેનો ભોગ થઇ પડી, ઠીક છે અચ્છા ! મહમ્મદ ! હું તને જોઇ લઇશ." કહી જગત દાંત કચકચાવવા લાગ્યો.

ફાતમાએ ડોસીના જખમ પર પાટો બાંધ્યો. પીરૂએ પેલા મવાલીના હાથ બાંધી તેના મ્હોંમાં ડુચા માર્યા, એટલે સરદારે હુકમ કર્યો.

"જો ફાતમા ! તું તારી ગાડી લઇ અહીં આવ અને ડોશીને તેમાં નાખી ઘેર લઇ જા. પીરૂ ! આપણી ગાડીમાં આ મવાલીને લઇ ચાલો."

ફાતમા એક દીશાએ થોડેક દુર ઉભેલી પોતાની ગાડી લેવા ગઇ. જગત અને પીરૂ બીમજાઇને લઇ બીજી દીશાએ ગયાઃ રાત અંધારી ઘોર હતી. થોડેક દુર ઉભેલી ગાડીમાં પીરૂએ બીમજીભાઇને નાખ્યો અને જગત પાછો મ્હાલી ડોશી જ્યાં પડી હતી તે તરફ આવ્યો. તેને લગભગ મીનીટ પાછા જતાં થઇ હશે. એજ વખતે ફાતમા પણ ગાડી લઇને આવી, પણ એ શું અજાયબી ! ફાનસ પાસે મ્હાલી ડોશીનું શરીરજ ન્હોતું ! બંનેએ ખુબ શોધ કરી પણ કંઇ પત્તો મળ્યો નહીં. કદાચ જરા શુદ્ધીમાં આવી ડોશી પેટે ચાલીને થોડેક દુર ગઇ હશે એવી કલ્પના કરી જગને પોતાના ગજવામાંથી ચોર ફાનસ કાઢી સળગાવ્યું. જમીન પર લોહીના મોટા ડાઘ પડેલા હતા, અને ફાનસવાળી જગાએ લોહીનું ખાબોચીયું ભરાઇ ગયું હતું પણ તેની આસપાસ લોહીનું એક ટીપું કે લોહીની એક લીટી પણ ન્હોતી કે જેથી મ્હાલી ડોશી કઇ દીશાએ ગઇ છે તે જાણી શકાય.

આનો અર્થ શું ? શું મ્હાલી ડોશીને એવો નજીવો જખમ થયો હતો કે જેથી તે એકદમ ઉભી થઇ જલદીથી ચાલી જઇ શકી ? અથવા ભીમભાઈ સાથે કોઇ મળતીઓ હતો કે જેણે મ્હાલી ડોશીને દરીઆમાં પધરાવી દઇ તેનો કાંટો કાઢી નાખ્યો હોય ? અથવા રસ્તે જતા કોઇ રાહદારીએ જખમી ડોશીની દયા આઈ તેને હોસ્પીટલમાં મોકલી હતી ! આવી કલ્પનાઓ જગત કરવા લાગ્યો. તેણે ફાતમા સાથે ઘણી શોધ કરી પણ વ્યર્થ !

અત્યારે તે થાક્યો. ઉતાવળમાં તેણે ફાતમાને છોટુ મુક્ત થવાની ખબર આપી અને તેને ઘેર જવાનું કહી પોતે ભીમભાઈ મવાલીને જે ગાડીમાં બેસાડયો હતો ત્યાં ગયો.

જગત ગાડીમાં બેસતાંજ ડરાઇવરે પુછ્યું. "કયાં લઉં સાહેબ-?"

ભીમભાઇએ કાન ઉંચા કર્યા. તેને કયાં લઇ જવામાં આવે છે તે જાણવાને તે ઘણોજ આતુર હતો પણ તે નીરાશ થયો. પીરૂએ તેની આંખે પાટા બાંધ્યા અને પછી ડરાઇવરના કાનમાં કંઇક કહયું. કહેવાની જરૂર છે કે જગત જે ગાડીમાં આવ્યો હતો તેનો હાંકનાર તેનો પોતાનોજ માણસ હતો.

ગાડી ચાલી. લગભગ એક કલાક સુધી અશ્વો પુર વેગે દોડતા રહયાં. લગભગ ૧૨-૧૪ માઇલની મજલ કપાઇ ગયા પછી ગાડી અટકી, હજુ ભીમભાઇની આંખે પાટા બાંધેલાજ હતા. પીરૂ તેને લઇ ગાડીમાથી ઊતર્યો. જગત પણ ઊતર્યો અને બંને જણ ભીમ-

જાઇને એક મકાનમાં લઇ ગયા. અંદર દાખલ થતાંજ ભીમભાઇએ અવાજ પરથી જાણ્યું કે તેની પાછળ મજબુત બારણાં બંધ કરવામાં આવ્યાં છે.

ઘરમાં જતાંજ જગતે નોકરને પુછ્યું.

"અમીર સાહેબ છે?"

"હા. સુતા છે સાહેબ—!"

"કહે કે હું તેમને મળવા આવ્યો છું."

નોકર માનપુર્વક નમન કરી કોઇ અમીરને જગાડવા ગયો.



# પ્રકરણ ૨૭ મું.

## ભેદી અમીર.

જે ઓરડામાં મવાલી અને ખુની ભીમભાઇને જગત અને પીરૂ લઇ ગયા હતા તે વીશાળ અને સુસજ્જિત હતો. જમીન પર ટરકીશ ગાલીચો બીછાવ્યો હતો અને દીવાલ આગળ તકીઆ ગોઠવેલા હતા. ઓરડામાં એક બાજુએ હોકો પડયો હતો. અને તેની બાજુમાં ચાંદીની પીકદાની પડી હતી. દીવાલ પર ભાતભાતના હથીઆરો લટકાવેલાં હતાં અને આ ઓરડાનો આખો દેખાવ જાણે કોઇ સુલતાનનુ ઘર હોવની એવો લાગતો હતો.

ભીમભાઇની આંખ પરથી અત્રે પાટા છોડી નાખવામાં આવ્યા હતા. તે આ ભવ્ય પણ ભેદી ઓરડાને કુતુહલથી જોઇ રહયો. પીરૂ અને જગત અહીંઆ નવા લાગતા ન્હોતા કારણ કે બંને શાંતીથી બેઠા હતા અને અમીરના આગમનની રાહ જોઇ રહ્યા હતા.

લગભગ પા કલાક આમ પસાર થઇ ગયો. ભીમભાઇ હજુ અજાયબી અને ભયની લાગણીથી આ દીવાનખાનાને જોઇ રહયો હતો. એવામાં એ ઓરડામાં નોકર દાખલ થયો અને વીવેકથી બોલ્યો:

"ચાલો, અમીર સાહેબ બોલાવે છે."

આ શબ્દો સાંભળતાં તરતજ જગત અને પીરૂ ભીમભાઇને લઇને નોકરની સાથે ગયા. નોકર ત્રણે જણને એક બીજા ઓરડામાં

લઇ ગયો કે જ્યાં એક ઉમરાવ જેવો વૃદ્ધ પુરૂષ દીવાલ પર ટાંગેલા એશીયા ખંડના નકશા પર વીચારગ્રસ્ત હાલતમાં નજર તાંકી રહ્યો હતો.

"કેમ મી૦ જગતકુમાર! આજે તમે કંઇ આવ્યા છો?" અમીરે જગત બે જણ સાથે અંદર આવ્યા પછી પુછયું.

"અમીર સાહેબ!—" જગતે જવાબ આપ્યો: "મારો કેદી મુંબઇનો બદમાસ મવાલી ભીમભાઇ છે કે જે પૈસાને માટે ગમે તે કરવાની હીમત ધરાવે છે.'

"આપણે એને જેટલા જોઇશે તેટલા પૈસા આપીશું."

'એ વફાદાર રહે તેટલા માટે એના પર કેમ જાપતો રાખવો તે આપણે જાણીએ છીએ. એમજને!—"

"હા. નામદાર! આજે રાતે એણે જરા ઉધ્ધતાઇથી છુરી વાપરી છે પણ કાયદાની ચુગાલમાં એને ફસાવી એને વગર ભાડાંની કોટડીમાં બેસાડવાનું મને ગમતું નથી." જગત માર્મિક હાસ્ય કરી બોલ્યો.

"ખરેખર,—" અમીરે જવાબ વાળ્યો, "આવા બહાદુર માણસને ફાંસીને લાકડે જવા દેવો ન જોઇએ, કારણ કે એને માટે બીજી જગ્યાએ સ્થાન છે; મી૦ જગતકુમાર, આપણે આ શખસને નોકરીએ રાખીશું અને જો એ સીધો રહેશે તો એની સ્થીતી

હાલના કરતાં જરૂર સારી થશે." આટલું કહી અમીર ટેબલ આગળ જઇ ખુરશી પર બેઠો અને હાથમાં હોલ્ડર લઇ તેણે એક કાગળ લખી જગતને આપ્યો. જગતે એ પત્ર લઇ નમન કર્યું અને તરતજ ત્રણ જણનું સરઘસ અગાઉ જે ઓરડામાં બેઠું હતું ત્યાં પાછું ગયું. પેલા અજાણ્યા અમીર સાથની વાતચીતમાં પાંચ મીનીટથી વધુ સમય ગયો ન્હોતો પણ એ પાંચ મીનીટમાંજ ભીમભાઇ મવાલીની ખાત્રી થઇ ગઇ કે તેને માટે કોઇ ભેદી ભવીષ્ય નક્કી થઇ ગયું છે, તેણે એ અમીર કોણ હતો તથા તેનું શું થવાનું છે તે વીષેની માહીતી મેળવવા માટે જગતને અરજ કરી પણ તેને એટલીજ ખબર કે મગી તેના પ્રાણને કોઇપણ જાતની હાની થવાની નથી.

ફરીથી તેના હાથ બાંધી તેના મ્હોમાં ડુચા મારી તેને બહાર લઇ જવામાં આવ્યો. પુનઃ ત્રણેજણ જે ગાડીમાં આવ્યા હતા તેમાં બેસી ગયા અને ડ્રાઇવરે ગાડી હાંકી મુકી. એક કલાકમાં ગાડી એક રેલ્વે સ્ટેશન પર જઇ પહોંચી, ત્યાં ત્રણેજણ ગાડીમાંથી ઉતરી પ્લેટફોર્મ પર ગયા. ટ્રેન તૈયારજ હતી. હજુ ભીમભાઇની આંખે પાટા હતા. રેલ્વેના અમલદારોએ પણ જગતે અમીરની ચીઠી બતાવ્યાથી ભીમભાઇ વીષે કંઇ પુછપરછ કરી નહી. પ્લેટફોર્મ પર ગયા પછી એક લશ્કરી પોષાકમાં સજ્જ થયલા ગૃહસ્થને મળી જગતે તેને પેલા અમીરનો પત્ર બતાવ્યો અને તરતજ તેણે ભીમભાઇને ટ્રેનમાં બેસાડવાનો હુકમ કર્યો.

" એના પાટા છોડી નાંખો—" પેલા લશ્કરી અમલદારે કહ્યું.

ભીમભાઇની આંખ પરના પાટા છોડી નાખવામાં આવ્યા અને તેણે આસપાસ નજર કરી તો તેને જણાયું કે લસ્કરી સેપાહોથી ભરેલી એક ટ્રેન સ્ટેશન પર ઉભી છે.

"આનો અર્થ શો?" તેણે જગત તરફ જોઇને પુછ્યું.

"તને તેની થોડા વખતમાં ખબર પડશે." જગત બોલ્યો અને તેણે પેલા લસ્કરી અમલદારના કાનમાં થોડીક વાતચીત કરી ભીમભાઇને ટ્રેનના ડબ્બામાં બેસાડી દીધો. ભીમભાઇ આ ભેદી બનાવથી એટલો બ્હી ગયો હતો કે એક બોલ પણ બોલી શકયો નહી. તે ગુપચુપ ટ્રેનમાં બેસી ગયો.

"એના પર સખત પહેરો રાખજો." જગતે કહ્યું.

"તમારે તેની ચીંતા ન કરવી. અમે અમારી ફરજ સારી પેરે જાણીએ છીએ." લસ્કરી અમલદાર બોલ્યો અને તેણે ટ્રેન ચલાવવા માટે સીગનલ કરી.

ટ્રેન ઉપડી. ભીમભાઇ કોઇ ભેદી જગાએ જવા માટે ઉપડી ગયો. પીરૂ શયતાને શાગીર્દના અડા પર પાછો ગયો અને જગત માયાને જે સ્થળે રાખી હતી ત્યાં ગયો.



# પ્રકરણ ૨૮ મું.

## ભયંકર એકરાર.

આ બનાવો આટલી ઝડપથી બન્યા તેથી વાંચનારે તેને નવલકથાકારના રોગી ભેજાંની કલ્પનારૂપ માની લેવાના નથી. મનુષ્યની જીંદગી એટલી બધી વીચીત્રતાઓથી ભરપુર છે કે કયારે શું બને છે ને શું નહી તેનું કોઇને ભાન હોતું નથી. અને આ નવલકથા લખવાનો હેતુ દોરંગી દુનીયાની ચીત્રવિચિત્રતા વાંચનારને બતાવવાનોજ છે.

આગલા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યો તેને બીજે દીવસે સાંજે પાંચ વાગે જગત અને પીરૂ ફેરાસ રોડ પરના એક પીઠાંમાં મળ્યા. પીરૂ પણ પોતાના સરદારની પેઠે વેશ બદલી શકતો હતો. તેણે હમણાં એક આબરૂદાર ગ્રરસ્થ જેવો પોષાક પહેર્યો હતો અને લીલા કાચના ચશ્મા ચડાવ્યા હતા. જગતનો પોષાક સાદા માણસ જેવો હતો.

એક એકાંત ઓરડામાં બેસી દારૂની બાટલી અને સોડા મંગાવ્યા બાદ જગને કહ્યું.

"પહેલાં મહમ્મદ કેવી શેતરંજ ખેલે છે તે વાત કર—"

"મહમ્મદ આજેજ ૧ વાગાની ગાડીમાં અચાનક ગોલવડ ચાલ્યો ગયો છે."

"ઠીક થયું કે મુંબઇ છોડી ગયો, જો તે હજુ આ શહેરમાં હોત તો મારી સાથે તે જે ભયંકર દગો રમ્યો છે તે માટે હું તેના પર ભયંકર વેર લેવા તત્પર થાત. સારૂં થયું કે તેનું ખુન કરવાની મને તક ન મળી. મને લોહી રેડવાનું પસંદ નથી—" જગત બોલ્યો, તે ગમે તેવો બદમાસ હતો પણ ખુની થવા માગતો ન્હોતો.

"આપણે એને ભીમભાઇને પેઠેજ દુર કરી ન શકીએ?" પીરૂએ સુચના કરી.

"નહી, એ જાતની નોકરી માટે એ ઘણો બુઢો છે. જે મહાન માણસ બ્રીટીશ સલ્તનતને મદદ કરી રહયા છે તેમની સુચનાઓ તું સારી પેઠે જાણે છે. ચાલીસ વર્ષથી વધુ ઉમરનો કોઇપણ સખસ એ નોકરી માટે લાયક નથી." જગતે જવાબ વાળ્યો. "વારૂ, મહમ્મદની વાત જવા દે. મ્હાલી ડોશીની કંઇ ખબર મળી?"

"નહી મારી બધી તપાસ વ્યર્થ ગઇ, ગઇ રાતે એ તોપખાને જવાને નીકળી ત્યાર પછી એનો કંઇજ પતો મળ્યો નથી. એની લાશનું શું થયું તે પણ જણાયું નથી."

"એ ગુમ થઇ તેની સાથે મહમ્મદને કંઇ સંબંધ હતો એવી કંઇ ખબર મળી છે?"

"નહી."

"ત્યારે હમણાં એ માટે માથાકુટ કરવી નકામી છે, હું હમણાં ન્યુ ઇંડીઆ બેંકની પાછળના મકાનમાં સોદા વીષે વકીલને મળવા જાઉં છું. તેં એ સાહસ માટે કોને પસંદ કર્યા છે?"

" ચાર જણને, તમને હરીદાસ સામે કંઇ વાંધો છે?"

" જરાપણ નહી.–છોટુને પણ એમાં સાથે લેવાનો છે."

" છોટુને? એ એ સાહસ ખેડી શકવાની હીંમત કરી શકશે? યાદ રાખજો કે એકવાર એ કામ હાથમાં લીધા પછી તે પુરૂં કર્યા સીવાય એ લોકો એ મકાનમાંથી બહાર જઇ શકશે નહી." પીરૂ બોલ્યો.

" ખરી વાત છે. એ કામમાં કેટલાક મહીના વહી જશે પણ છેલબટાઉ ઉર્ફે છોટુ ત્યાં સુખી થશે. અને તેના શેઠે તેની ચોરી શોધી કાઢી છે અને પોલીસ તેની પાછળ પડી છે એમ કહેતાંજ તે એ મકાનમાં ભરઇ રહેવાને તય્યાર થશે અને જો તેને બાટલી, પુરતો ખોરાક અને ફ્રાતમાની સોબત મળી રહેશે તો એ કદી પણ બહાર જવાની વાત કરવાનો નથી. તને ખબર છે કે ફ્રાતમા એને જેમ નચાવે તેમ એ નાચે છે."

" હા. તો છોટુ સામે મને કંઇ વાંધો નથી."

" ઠીક ત્યારે હવે હું પટેલ વકીલને મળી આવું" કહી જગત પીરૂને છોડી બ્હાર નીકળયો. તેણે બેંક સ્ત્રીટમાંના પેલા બાપમાર અને બુઢા વકીલને તેની ઓફીસમાં મળવાની ગોઠવણ કરી હતી. અને તે પ્રમાણે વકીલ તેની રાહ જોતો બેઠો હતો. વકીલના પોષાકમાં

હવે ઘણો ફેરફાર થઇ ગઇ હતો. જગને આપેલા પઇસાના પ્રતાપથી તેણે ઓફીસ માટે થોડુંક ફરનીચર ખરીદ્યું હતું અને ગ્રહસ્થને શોભે એવાં કપડાં પણ સીવડાવી લીધાં હતાં.

"જગત તેની ઓફીસમાં એક સ્ટીટમાં ગયો અને હજુ તે ખુરશીપર બેસે તેટલાંજ વકીલ ખુશાલીમાં આવી જઇ બોલ્યો.

"ફતેહ! ફતેહ! જગતકુમાર! મેં સોદો પાર ઉતાર્યો છે. પઇસા ભરાઇ ગયા છે અને એ ઘર હવે આપણું છે."

"શાબાસ! હવે એ કામ પાછળ ખાઇ પીને મંડવું પડશે. લો, આ ૧૦૦૦ રૂપીઆ! આમાંથી એ ઘરમાં રાચરચીલું વસાવી દો, યાદ રાખજો કે આપણું કામ પાર પડે ત્યાં સુધી એ મકાન રહેવાના મકાન જેવું ગણાવું જોઇએ—" જગત ૧૦૦ રૂપીઆની ૧૦ નોટ આપતાં બોલ્યો.

"હા. પણ મારી ઓફીસ તો હુ અહીંજ રાખુને?"

"નહિં. તમારી પાસે અચાનક પઇસા આવેલા જોઇ લોકો શકમંદ થશે. તમારા અસીલો બહુ નથી એટલે એ ઘરમાંજ તમારે રહેવાનું અને તમારી ઓફીસ પણ ત્યાંજ રાખવાની."

"ઠીક, ઠીક, જેવી તમારી મરજી. હું તમારે તાબે છું. તમે મારી યોજના હાથ ધરી છે, તે પાર પાડવા માટે પૈસા ખીર્ચા છે અને મને અરધો હીસ્સો આપવાનું કબુલ કર્યું છે."

"હા. હું મારૂં વચન પાળીશ. પણ તમે જો વધુ ગણગણાટ કરશો."

"નહીં નહીં. મને માફ કરો. હું બુઢ્ઢો માણસ છું—ગરીબ છું. ચાલુ આફતોથી હું શકમંદ થઇ ગયો છું મી૦ જગત કુમાર! મેં ઘણી લીલી સુકી જોઇ છે મને સમજ નથી પડતી કે આટલી આટલી આફત પછી હું શી રીતે જીવી શકયો. એક ચોકકસ ભયંકર બનાવ પછી મારી જીંદગી તારાજ થઇ ગઇ છે."

"તમે અગાઉ પણ એ ભયંકર બનાવ વીષે ઇસારો કર્યો હતો. તે વખતે હું એમ સમજ્યો હતો કે તમારાપર કંઈ આફત આવી પડી હશે પણ તમે એ બનાવ વીષે એવી ભેદી અદાથી વાત કરો છો કે એ કાળો ભેદ શું છે તે જાણવાની મને આતુરતા થાય છે." જગત વકીલ તરફ સ્થીર નજરે જોઇ બોલ્યો.

"ત્યારે મને આજે તમારી સમક્ષ સઘળો એકરાર કરી મારી છાતી હલકી કરવા દો." નીચી નજર કરી તે વૃધ્ધ વકીલ બોલ્યો.

"બોલો, હું સાંભળું છું."

વકીલ થોડીકવાર ભારી દુઃખી લાગણીથી ચુપ રહયો અને પછી તેણે દર્દભર્યા અવાજે પોતાની કહાણી શરૂ કરી.

"આજથી છવીસ વર્ષ પહેલાંની એ વાત છે. મારી ઓફીસ તે વખતે હોર્નબી રોડ પર હતી અને મારો ધંધો સારો ચાલતો હતો. મારી પત્ની સ્નેહાળ હતી અને મને ત્રણ બચ્ચાં હતાં. અમે સુખી અને સંતોષી જીવન ગાળતા હતાં. તે વખતે ઇસ્માલ નામનો મારો એક મીત્ર હતો. તે વારંવાર મને અસીલો આણી આપતો, એક

દીવસ તે મારી પાસે આવ્યો અને મને ખાનગીમાં વાત કરી: 'મારી પીછાનના એક ઉમરાવ એક સુંદરી સાથે પ્રેમમાં પડયા છે: કે જે બાઇનો પતી અફ્ઘાનીસ્તાનની લડાઇમાં ગયો છે. એ રમણી અને તેનો પતી ઉંચા ખાનદાનના છે. કેટલાંક મહીના પહેલાં એ બાઇએ પોતાની કાકીને પોતાના છુપા પ્રેમની વાત કરી અને મુંબઇથી થોડેક દૂર આવેલા એક ગામમાં તેણે પોતાની કાકીને ત્યાં એક પુત્રને જન્મ આપ્યો, હવે પંચાત એ છે કે તેના પતીની ગેરહાજરીમાં થયલા આ બાળકનું શું કરવું? પૈસાની કંઇ દરકાર નથી. આ આબરૂ બચાવવાનો સવાલ છે, જે ઉમરાવનો એ પુત્ર છે તે જો એ છોકરાને ઉછેરવાને કોઇ આબરૂદાર કુટુંબ તૈયાર થાય તો તે એકી તડાકે ૫૦૦૦૦ રૂપીઆ આપવાને તૈયાર છે. એ કમનશીબ બાળકનાં પાપી માબાપ ગમે તે ખર્ચ એ બાળક સુખે મોટું થાય એવું જોવાને રાજી છે, કદાચ તમારા કુળોમાથી તમે એ બાળકનું લાલનપાલન કરી શકો એવો શખ્સ શોધી શકશો.'—ઇસ્માઇલે મને આવી વાત કરી, મેં હા પાડી. અરધા લાખની દોલતથી હું લોભાયો. ઘેર જઈ મેં મારી સ્ત્રીને વાત કરી. એ તો આ નીચ વાત સાંભળી જળીજ ગઇ. તે રડી કકળી ને મને એવું પાપ કરવાની પગે પડી ના પડી. હુ પીગળ્યો. મેં ઇસ્માઇલને ના કહેવાનું વચન આપ્યું. બીજે દીવસે હું ઓફીસમાં ગયો કે તરત મારા શેર દલાલે આવી કહ્યું કે જો હું ૨૦૦૦૦ રૂપીઆ રોકું તો મને ૧॥ લાખ રૂપીઆ સટામાં મળવાનો સભવ છે.મારી પાસે પૈસા ન્હોતા. મેં થોડાક દીવસ થોભવાનું કહ્યું પણ દલાલે કહ્યું કે જે

થાય તે ચોવીસ કલાકમાંજ થવું જોઇએ. મેં ચોવીસ કલાકની મુદત માગી. મારા બે ત્રણ શ્રીમંત મીત્રોને મળી મેં નાણાં કઢાવવાની કોશીષ કરી પણ હું નીરાશ થયો. હું ઓફીસમાં પાછો ગયો ત્યારે ઇસ્માઇલ મારી રાહ જોતો બેઠો હતો. તેણે પછી પેલી વાત કરી. મેં ના પાડી. તેણે કહ્યું કે "મેં એ બચ્ચાને ઠેકાણે પાડવાની બધી ગોઠવણ કરી છે. તમે હા પાડોને! મને ફક્ત ૧૦૦૦૦ આપજો ને ૪૦૦૦૦ તમે રાખજો!" મેં તેને પુછ્યું "ત્યારે તુજ કેમ એ બચ્ચાને રાખતો નથી?" તેણે જવાબ આપ્યો. "કારણ કે એના માબાપને મારો દરજ્જો હલકો લાગે છે." મને સટ્ટા માટે પૈસાની જરૂર હતી. લાલચે મને લોભ ળ્યો. મેં હા પાડી અને ઇસ્માઇલે કરેલી ગોઠવણ પ્રમાણે એક દમામદાર દેખાવનો અમીર જેવા ગ્રહસ્થ મારી ઓફીસમાં આવ્યો. તેણે અંગ્રેજી પોષાક પહેર્યો હતો છતાં હું સમજી શકયો કે તે હીંદી છે. તેણે હેટ નીચી વાળીને તથા ઓવરકોટનો કોલર ચઢાવીને પોતાનું મ્હો છુપાવ્યું હતું છતાં હું તેનો ચેહેરો થોડોક જોઇ શકયો કે જે હું કદી પણ ભુલી શકીશ નહીં. તેણે મારા દરજ્જાથી સંતોષ થયો. તરત તેણે હજાર હજારના પચાસ ટુકડા ટેબલ પર નાખ્યા અને તેણે એક નોકર મારફતે નીચે ઉભી રાખેલી ગાડીમાંથી બાળક મોકલી આપ્યું. તે રવાના થયો કે તરત ઇસ્માઇલ અમારી સરત પ્રમાણે દશ હજાર રૂપીઆ અને પેલા અમીરના પુત્રને લઇ ચાલતો થયો—" જગત અજબ આતુરતા અને શાંતીથી આ કીસ્સો સાંભળી રહયો. વકીલે જરાવાર દમ લઇ પાછી વાત શરૂ કરી.

"પેલા અમીરની ઉમ્મર મને ૩૦-૩૨ વર્ષની લાગી હતી. ઇસ્માઇલ ચાલ્યો ગયો પછી મને ભારી પશ્ચાતાપ થયો—એ શ્રાપીત પળ પછી મારી પડતી આવી. સટ્ટામાં મેં બધી રકમ ગુમાવી દીધી. મને શેરદલાલે દગો દીધો, મારી છાતી ફાટી ગઇ. એજ વખતે ઇસ્માઇલે મને ખબર આપી કે પેલા અમીરનો પુત્ર મરણ પામ્યો. છે. મારી જીંદગીનું આ પહેલું પાપ હતું. એ પાપે મને તારાજ કર્યો. મારી પત્ની અને ત્રણે બચ્ચાં મરકીના ભોગ થઇ મરણ પામ્યાં અને હું ભીખારી જેવો એકલો રહી ગયો—" વકીલની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં: "આ બનાવ પછી થોડાક વર્ષો વહી ગયા. મારી હાલત ભીખારી કુતરા જેવીજ રહી. અચાનક એક દીવસે મને એક પત્ર મળ્યો તેમાં ઇસ્માઇલે મને માંદગીના બીછાના પરથી મળવાની અરજ કરી હતી. હું તેને મળવા ગયો અને તેણે મને રડતી આંખે કહ્યું કે પેલા અમીરનો પુત્ર મરવા પામ્યો ન્હોતો. થોડાક પૈસા આપી એક ગરીબ દંપતીને તેણે એ પુત્ર સોંપ્યો હતો અને એ બાળક પર એ ગરીબ જોડુ એટલું ફીદા થઇ ગયું કે ગમે તે સોગે તે કોઇ બીજાનો પુત્ર છે એ તેને જાણવા નહી દેવાના બંનેએ સોગન ખાધા.

ઇસ્માઇલે દશ હજાર રૂપીયા મોજ મજાહમાં વેડફી નાખ્યા અને તે પેલા અમીર પાસે પાછા પૈસા માગવા ગયો. તેણે અમીરને અને મને મજકુર બાળક મરણ પામવાની ખોટી વાત કહી હતી પણ પોતાનું કલંક પ્રગટ ન થાય એવા ભયથી અમીરે ઇસ્માઇલને પેલા બાળકની માતા (અમીરની માશુક) ના ધણી પર ભલામણ પત્ર આપીને ઇસ્માઇલને આફ્રીકા મોકલ્યો. ત્યાં તેણે ખુબ પૈસા ભેગા

કર્યાં અને પછી તે પાછો મુંબઇ આવ્યો. મુંબઈ આવી તેણે પેલા ગરીબ દમ્પતીની તપાસ કરી તો તેને ખબર મળી કે કંગાળ્યતને લીધે એ પ્રમાણીક ધણીધણીયાણી બદમાસ થઇ ગયાં હતાં. બાઇને દેશ પારની સજા થઇ હતી અને ભાઇ ફાંસીને લાકડે લટક્યા હતા. સૌથી ભયંકર બીના ઇસ્માઇલે એ સાંભળી કે પેલો છોકરો કે જે એ ગરીબ જોડાંને પોતાના ખરાં માબાપ માનતો હતો તે પોતાના કેહવાતા બાપના ખોળામાં બેસીને ફાંસીના લાકડા સુધી ગયો હતો—"

"શું ?" જાણે સાપ કરડ્યો હોય તેમ ચમકીને જગત બોલી ઉઠ્યો. તેની અશાંતીનો પાર રહ્યો નહીં. છેલ્લા વાક્યે તેને દીવાને બનાવી મેલ્યો.

"હા. એજ અમીરનો છોકરો ૧૧ વર્ષની ઉમ્મરે પોતાના ફાંસીએ લટકનાર બાપના ખોળામાં બેસી ફાંસીના માંચડા તક ગયો હતો—"

"એ ફાંસીએ જનાર માણસનું નામ ?" જગને પુછ્યું.

"મનમોહન—"

જગત વધુ પાગલ થયો.

"તમને ઇસ્માઇલે એ અમીરનું નામ કહ્યું ?"

"નહી. તે મોતની અણીપર હતો. મને મરતી વખતે તેણે એક પેટી આપી ને બીજું કંઇપણ બોલ્યા વીના તે મરણ પામ્યો."

"એ પેટીમાં શું હતું ?"

"થોડીક ઘરગથ્થુ ચીજો અને એક જુની શાલ કે જેમાં પેલાં બચ્ચાંને વીંટાળીને મને સોંપવામાં આવ્યું હતું."

"એ શાલ હજુ તમારી પાસે છે?"

"હા."

"મને બતાવ."

વકીલ ધ્રુજ્યો. તેણે એક પેટી ખોલી શાલ કાઢી આપી. જગત આતુરતાથી તે તપાસવા લાગ્યો.

"તમે પેલા અમીરને પછી કદી જોયા હતા?"

"ફક્ત એકવાર, આજથી સાત આઠ વર્ષ પર ને ચાર ઘોડાની બગીમાં બેસી જતા હોય એમ મને લાગ્યું હતું પણ હું તેમનું નામ જાણી શકયો ન્હોતો."

"આ શાલ મને આપી દો—"

"તમે એને શું કરશો?"

"તેની તમારે પંચાત કરવાની નથી." ફરીથી સત્તાદર્શક અવાજ કરી જગત બોલ્યો. "હું પણ બદમાશ છું પણ તમે જે પાપ કર્યું છે તેની જગતમાં જોડીજ નથી."

"ઓહ! મને ઠપકો ન આપો. મને ઘણો પસ્તાવો થયો છે. હમણાં એ અમીરનો પુત્ર ૨૬ વર્ષનો યુવાન થયો હશે"

"ચુપ રહો. ને સાંભળી લો! આજથી તમારે એકજ કામ કરવાનું છે ને તે ગમે તે ભોગે એ અમીરને શોઢી કાઢવાનું! ચાહે આકાશમાં જાઓ યા પાતાળમાં પણ એને શોધી કાઢો. જોજો! મને છેતરવાની કોશેષ ના કરતા; નહી તો હું તમને ભુ પીતા કરી નાખીશ." આટલું કહી પેલી ભેદી જુની શાલ લઇ વકીલ તરફ કરડી નજરે જોઇ જગત ત્યાંથી ચાલ્યો ગયો. અને વકીલ થરથર ધ્રુજતો આ નવી આફતથી ડઘાઇ જઇ ખુરશીપર ચોંટી રહયો!



# પ્રકરણ ૨૯ મું.

## એકજ ભુલ.

જગત જ્યારે મી० પટેલ વકીલ સાથ ઉપલા પ્રકરણમાં વર્ણવેલી વાર્તા દુખની અનેક આકુળવ્યાકુળતાઓ વચ્ચે કરી રહયો હતો ત્યારે તેની મીઠી માયા તેના પરેશ ઉપરના મકાનમાં એક તુરતનીજ નવી આવેલી નોકરડીની એક કરૂણ તેમજ તેટલીજ વિચિત્ર કર્મકથા સાંભળી રહી હતી.

જગત કશાથી ખાલી નથી. જગત માહેલા મનુષ્યો રકમરકમનાં સ્વભાવ અને પ્રકૃતિના આવે છે, એ બાપડી માયા જાણતી નહોતી, જગતના પાપો-ભયકર પાપોની માહીતી તેણીને થઈ નહોતી, એટલે તે તુરતની રાખેલી નવી નોકરડીની તે કર્મકથા સમજી સ્તબ્ધ બની ગઇ. આ કથા સાથ આ વારતાને કશો સીધો સંબધ ન હોવા છતાં તે નીચે વર્ણવામાં આવે છે, તેનો હેતુ માત્ર એટલોજ છે કે આપણા હિન્દુ સમાજમાં પણ પાશ્ચાત્ય શિક્ષણ અને રહેણી કરણીનો પવન કેવુ ધીમુ અને અણદીઠ ઝેર ફેલાવી રહ્યું છે. એ કર્મકથા તેની નશીયતથી ખાલી ન હોવાથીજ તે દુઃખી માયના મોહમાંથી બહાર પડેલી શબ્દશઃ રજુ કરી છે.

"માયા બહેન, મારી કથા કહું ? તારી દયા પામીશ. એક પાગલ વિચારની ધુનમાં મેં મારી જીંદગીનું કેવું સત્યાનાશ વાળ્યું છે તે જાણીને તમો મારા તરફ દીલસોજી બતાવશો એવી મારી ખાત્રી છે.

જગતમાં મારા જેવી ઘણી સ્ત્રીઓએ મારાં જેવાં પાપ કર્યાં હશે; પણ મારી પેઠે જીગર ફાડી નાખે એવું દુઃખ ખમ્યું નહિ હોય. મે મારા ઘરનો–અરે મારા સર્વસ્વનો નાશ કર્યો છે અને તે માટે મને સજા પણ તેવીજ ભયંકર થઇ છે.

એક નાના ગામડામાં હું જન્મી હતી. મારા માબાપ ગરીબ હતા. મા દળાણા દળીને, લોકોની સેવા ચાકરી કરીને મહા મહેનતે મારા પિતાની રક કમાણી વધારવાને પ્રયત્ન કરતી. પણ મારા પિતાની વાત જુદીજ હતી. એક ગુજરાતી શાળાના મહેતાજી તરીકે તે મહીને પંદર રૂપીઆ કમાતા, છતાં હિંદુસ્થાનની વસ્તી ઘટી જવાની ચિંતાથી દર વર્ષે એક એક બાળકને આ દુન્યામાં લાવવામાં પુણ્ય માનતા! એનાં બચ્ચાં ચીથરે હાલ હાલતમાં, અરધી ભુખે જીવન ગાળે તેની મારા બાપને દરકાર નહોતી. તેમને તો બચ્ચાં કચ્ચાંની લીલીવાડી જોવાની હોંસ હતી. કમનસીબી એ હતી કે એ "લીલીવાડી" કદી સુખી થઇ નહોતી.

બચપણથીજ પોણો ડઝન બચ્ચાંની ફોજને સભાળતી મારી માતાને જોઇ હું કમકમી ગઇ હતી. હું જરા મોટી થઇ–થોડુક ભણી અને બાર તેર વર્ષની થઇ એટલે મને "પારકી" કરવામાં આવી.

હું સાસરે ગઇ. માતપિતાથી વિખુટી પડી. ત્યારેજ મને ખબર પડી કે મારે પણ મારી માની પેઠેજ જીંદગી ગાળવી પડશે અને હિંદુસ્થાનની વસ્તી ન ઘટે તે માટે મારી દેહનું સત્યાનાશ વાળવું પડશે. .આ ભયંકર વિચારજ મને થથરાવી નાખવાને પુરતો

હતો. હું અંગ્રેજી ભણી નહોતી, વીલાયતી સમાજના બંડખોર વીચારોએ મારા પર હલ્લો કર્યો નહોતો. છતાં મેં મારા માબાપની કંગાળ સ્થીતી જોઇ હતી અને તેથી જે બાળકોનું પોષણ કરવાની શક્તિ ન હોય તેમને આ દુનીઆમાં લાવી કંગાળ મોતે મરવા દેવામાં હું પાપ સમજતી હતી. હું કદી પણ "માતા" ન થાઉં એમ હું અંતઃકરણપુર્વક ઇચ્છતી હતી. કેવો ભયંકર વીચાર?

મારા પતિ સદભાગ્યે સ્નેહાળ, ઉદાર અને સુશિક્ષીત હતા. મારે નસીબે સાસુ નણંદનો ત્રાસ પણ લખાયો નહોતો. હું ચૌદ વર્ષની ઉમ્મરે મુંબઇમાં મારા પ્રિયતમ સાથે રહેવા ગઇ. એ ઘણાજ સ્નેહાળ હતા. અમારી નાની કોટડીમાં ઇંદ્રિભવન ઉતારવાની મારી હોંસ પાર પડી. અમે સુખચેનથી દિવસ ગાળવા લાગ્યાં. અને સમય વીજળીના ઝડપે પસાર થવા લાગ્યો.

મારા પતિ પર વીસમી સદીની અસર થઇ હતી. તે ગ્રેડયુએટ હતા; કોલેજમાંથી તેમને શકુન્તલા, ઉર્વશી, જુલીયેટ ને લયલાની ધુન લાગી હતી,

"મારી પત્ની સાથે ચંદનીના પ્રકાશમાં બેસી કાવ્ય ગાઇશ, એ વીણા વગાડશે, હું એના ખોળા પર માથું મુકી એના મધુર હલકનું ગાયન સાંભળીશ અને એ રીતે આ દુનીઆ પર સ્વર્ગ ઉતારીશ." એવી મારા સ્વામીનાથની અભિલાષા હતી. હું એમને મળી ત્યારે રોમીયો ને જ્યુલીયેટ ચાર પગનાં જાનવર હતાં કે બે પગનાં તેની પણ મને ખબર નહોતી. હું ગામડામાં ઉછરી હતી.

વીસમી સદીના નવા ભાવોથી અંજાણી હતી એટલે મારી સાથે કવીઓની ભાષામાં વાત કરી રસિક લ્હાવા લેવા મારા સ્વામીનો શોખ તૃપ્ત ન થયો, તેમને અસંતોષ થયો, પણ તે નીરાશ થયા નહી. મારા પર તેમનો એટલો બધો પ્રેમ હતો કે મારી ખામી તે મને જાણવા પણ ન દેતો.

એક દીવસ તે ઓફીસથી મલકાતા મલકાતા ઘેર આવ્યા. હું ગુજરાતી વાર્તા વાંચતી ઇઝીચેર પર પડી હતી, બારણાં ઉંઘાડી તે અંદર આવ્યા ને પાછળથી મારી આંખો સ્નેહથી દાબી ત્યારેજ મને ખબર પડી કે ઘરમાં "ચોર" ઘુસી આવ્યો છે!

"જાઓ! મસ્તી છોડો! હવે કઇ નાના નથી." મેં બનાવટી ગુસ્સો બતાવી તેમના હાથો આંખ પરથી દુર કરતાં કહયું.

"આજે કંઈ બહુ ગેલમાં છે?"

"હા, જો મીઠી! મારે તારી સાથે આજ દુનીયામાં સ્વર્ગ જોવું છે"

"તે શી રીતે?"

"આ જો!—" કહી તેમણે ખીસામાંથી એક ચીત્ર બહાર કાઢયું. કોઇ બાહોશ કલાકારની પીંછીએ એ ચીત્રમાં કમાલ કરી હતી. એક નાના ઘરના આંગણામાં આંબાનુ ઝાડ હતું અને તે વૃક્ષની મીઠી છાંયા નીચે એક વીસ વર્ષની રમણી પોતાનાં નાનાં ભુલકાં સાથે 'સંતા કુકડી"ની રમત રમતી હતી. દુર એક ખુરશી પર બેસી

એ બાળકનો પીતા આ મા દીકરાની રમત હસતો હસતો જોઈ રહયો હતો.

"આ શું છે?"

"સ્વર્ગ! જન્નત! બહેસ્ત! પતિપત્નીનું સાચું સ્વર્ગ બચ્ચાંમાંજ સમાયલું છે, અને વ્હાલી! તું—તું—મારા બાળકની મા થશે!—" તે ઉત્સાહથી અજબ મસ્તીભર્યા સ્વરે બોલ્યા અને મને વ્હાલના જુસ્સાભર્યા ઉમળકાથી ચુમી લીધી, કંઇ અદ્દભુત આનંદથી મારી નસેનસ ઉછળી રહી. મને લાગ્યું કે હું જાદુના પ્રદેશમાં જઇ પડી છુ, પણ એજ પળે મારી માતાનો બ્હીલો—કરમાયલો ચેહેરો મારી નજર સામે ખડો થયો! એ બિચારી નવ બચ્ચાંની મા થઇ હતી અને એ બધાને સંભાળવા માટે ભાતભાતની મહેનત મજુરી કરી અરધે પેટ જીવી અંતે તે જગાએ ચાલી ગઇ હતી કે જ્યાંથી કોઇ પાછું ફરતું નથી. મારો નાનો ભાઈ રડતો હોય, બીજો મારી સાથે તોફાન કરતો હોય, ત્રીજો "બા, બા, મને પીપરમીટ" કહી માડીને પજવતો હોય, ચોથાને માંના વાળ તાણવાની ધુન લાગી હોય. પાંચમાંને બાપાની પીઠ પર ઘોડેસ્વાર થવું હોય અને બીજા ભુખ લાગવાથી રડતા હોય—એ કરૂણ ભયકર દેખાવ મારી આંખો સાંમે આબાદ રજુ થઇ ગયો. મને કમકમાં આવ્યાં. મારૂં શરીર ધ્રુજી ગયું અને હું હતાશ થઇ ખુરસી પર પછડાઇ પડી.

"કેમ! તબીયત સારી નથી?" લાગણીભર્યા અવાજે મારા પ્રિયતમે પુછયું.

"નહીં. મને કંઇ નથી."

"ત્યારે ?"

"કંઈ નહી."

"મારી વાત તને ગમતી નથી ? તને કાકા રમાડવા નથી ?"

ઓહ ! કેવો ભયંકર સવાલ ? હું શુ જવાબ આપું ? ના પણ કેમ પાડું ? હુ કંઇજ બોલી નહિ, પણ અચાનક રડી પડી.

"ના રડ ! વ્હાલી ના રડ ! તું સુવાવડના ત્રાસથી ડરી ગયલી લાગે છે. હું તારી એવી સભાળ લઇશ કે તને કંઇજ ન થાય. તને હું કોમળ ફુલની પેઠે સાચવશ." તે મારા માથાપર વ્હાલથી હાથ ફેરવતાં બોલ્યા અને આ દુ:ખી વાતચીતનો અત આવ્યો.

ન મનાય, ન કલ્પી શકાય એવી આ વાત છે અને છતાં હું કસમથી જણાવું છું કે તે સાચી છે. એક હીંદી રમણીના જીવનનો ઉંચામાંઉંચો લ્હાવો માતા થવાનો હોય છે. તેને ઘડી ઘડીએ તોતડી વાણીમાં "બા—બા—પા—પા" કરતાં બચ્ચાંના સ્વપ્નાં આવે છે. પણ મારી માતાના કંગાળ જીવને મારાપર જુદીજ છાપ પાડી હતી. મારા પિતાની ગરીબીમાં હું અને મારાં ભાઇબ્હેન મારી ગરીબ માને ત્રાસ રૂપ થઇ પડયાં હતાં અને એવો ત્રાસ હું ભોગવવા માગતી ન્હોતી.

પંદરેક દીવસ શાંતીથી વહી ગયા, પણ પેલું રમણીય ચીત્ર મારા પતિના મનમાંથી ખસ્યું ન્હોતું પેલી ગાલપર હાસ્યની રેખા

અને ગુલાબી સુરખીવાળી માતા ને તેની સાથે ખેલતું તેનું ભુલકુ ! એમના ટેબલ પર એ ચીત્ર સુંદર ફ્રેમ કરીને તેમણે મુકયું હતું અને જ્યારે એ નવરા પડતા ત્યારે તેમનો એક માત્ર આનંદ એ ચીત્ર જોવાનો હતો. હું જોઇ શકી કે તેમનાં અંતરને મારા વર્તનથી જખમ થયો હતો. તેમનુ દીલ દર્દી થયું હતું. મારાપરના અસધારણ સ્નેહને લીધેજ તે મને કઇ કહેતા ન્હોતાં મને બહુ લાગી આવ્યુ. કોઇ કોઇ પળે મને પણ પેલી રાતી સુરખીવાળી સુખી માતાનું સ્થાન લેવાનું મન થવા લાગ્યું.

પણ અકરમીના પડીયા કાણાં હોય છે એ કહેવત ખોટી નથી. મારા પતીને મને ઉંચી કેળવણી આપવાનું મન થયુ. સારાસારા ગ્રંથો વાંચી હું સરકારી થઇશ; શાકુંતલ, મેઘદુત, રોમીયો જુલીયેટ વ.ચતી થઇશ અને અમારો સંસાર કવિના કાવ્યસમો થઇ રહેશે એમ માનીને એમણે એક યુરેઝીઅન સ્ત્રીને મારી શિક્ષિકા નીમી, મીસ લીલીયન તેનું નામ હતું. એ બાઇને જોતાંજ કોણ જાણે કેમ હું તેના પર આકર્ષાઇ ગઇ. મારા મહિયરમાં જુના વિચારની છાપ મારા પર પડી હતી. પણ મીસ લીલીઅન આવતાં એ બધું હું ભુલી ગઇ. વાત એટલી બધી વધી પડી કે હું તેની સાથે છુટથી ખાવા પીવા લાગી. મારો અંગ્રેજી અભ્યાસ ઠીકઠીક આગળ વધ્યો અને મારા પતિ તે જોઇને મલકાવા લાગ્યા.

"મીસ લીલીયન !—" એક દિવસ મેં ગંભીરતાથી મારી શિક્ષિકાને પુછ્યું: "તમે પરણ્યા નથી ?"

" નહિ કેમ ? પરણવામાં બહુ મઝા છે ?"

મારા પતિના લાડ યાદ આવતાં હું શરમાઇ ગઇ. લીલીયન હસીને બોલી: " તું સુખી છે હો ! તારા પતિ ઘણા સ્નેહાળ અને નમ્ર છે."

" તમને એવા પતિ ન મળે ?"

" મળે. પણ મને લગ્નનાં બંધન પસંદ નથી."

" ત્યારે તમે કુંવારાજ રહેશો ? પરણીને સંસારી થઇ બચ્ચાં કચ્ચાંવાળા થવાની તમને હોંસ નથી ?"

" બચ્ચાં કચ્ચાં ! નો–નો–માઇ ડીઅર ! For heavens, I am not going to suffer the pangs of motherhood !—" તે જુસ્સાથી બોલી: " આવી સુંદર દેહ. આવો મોહક બાંધો શા માટે બગાડી નાખવાં ? તને માતૃપદનો ભયંકર ત્રાસ વેઠવો ગમે છે ?"

" નહિ–પણ—"

" પણ શું ?"

" અમને બચ્ચાં વિના ઘર સુનું લાગે છે !—"

" Oh ! the selfish creature ! તારા પતિ ગમે તેવા ભલા છે; પણ આખર તો પુરૂષને ! એ લોકોને સુંદરતાના ખુનમાંજ મઝા મળે છે !"

હું કંઇ ન બોલી. ગંભીર મ્હોડે, અવાક બેબાકળી જેવી હું તેને જોઇ રહી. તે દ્રઢ મને બોલતી હતી. "તેણે કદિ પણ માતા ન થવાનો નિશ્ચય કર્યો હતો.

"શું અગ્રેજ રમણીઓને ત્યારે માતા થવા સામે અભાવ હશે?" માયાએ આ તમકકે પોતાની અજાયબી બતાવી પુછયું

"બહેન, તે વીશે હું કઇ ખાત્રીપુર્વક મારો અભિપ્રાય આપી શકુ એમ નથી. મીસ લીલીયન કે જેના સમાગમમાં હું ખાસ આવી છું તેણીનોજ ખાસ મત હું અત્રે તો કહું છું. તમામ અગ્રેજ મહીલાઓ એ મતનો સ્વીકાર કરતી હોય એ બનવાકાળજ નથી. એમજ હોય તો પછી અગ્રેજ પ્રજાની હસ્તી ટુંક સમયમાંજ પુરી થઇ જાય. પણ હવે એ વાત જવા દયો ને માહરીજ હકીકત સાંભળો," તે દાસીએ આ તકરાર અત્રેજ અટકાવતાં કહયું અને પુનઃ પોતાની કથા આગળ ચલાવી.

" મિસ લીલીઅન ! તમે તો કુંવારાં છો એટલે તમે આવો નિશ્ચય કરો તો ચાલે—"

" તને કેમ ન ચાલે ?"

" પરણેલી છુ ને ?" જાણે તેની ભુલ સુધારતી હોઉં તેમ હું બોલી. તે ખડખડ હસી પડી ને તેની સુંદર દંતપકિત જોઇ મને જરા અદેખાઇ આવી.

" તારે માતા ન થવું હોય તો તું યોગ્ય ઇલાજ લઇ શકે છે!"

"શું ?"

"તે હું વખત આવે કહીશ."

એ શું કહેવા માગતી હતી તે હું ન સમજી. મારૂં મગજ ઘુમી ગયું. તે ગઇ ને હું ગંભીર વિચારમાં તણાવા લાગી. મારા પતિ આવ્યા તેમની સાથે હું આજે ખુલ્લા દીલથી વાત પણ ન કરી શકી. મને લાગ્યું કે હું તેમની સામે છુપું કાવતરૂં રચી રહી છું.

બીજા બે મહીના વહી ગયા. મને ઉલ્ટી થવા લાગી. મારૂં માથું હંમેશાં ભારી થવા લાગ્યું. મને અવનવી સ્વાદીષ્ટ વસ્તુ ખાવાનું મન થતું ગયું. હુ કઇ ન સમજી. પણ મારા પતિ સમજી ગયા. તેમના મુખ પર અજબ તેજ ઝળકી રહયું. તે મને વ્હાલથી છાતી સરસી ચાંપી બોલ્યા:

"તું ગભરાતી ના મીઠી! હું તને ફુલની પેઠે સાચવીશ."

આહ! ત્યારે હું માતા થઇશ? મને લખલખાં આવ્યાં! મારાથી એ દુઃખ કેમ ખમાશે? મારી સુંદરતાનું શું થશે?

મીસ લીલીયન બીજે દિવસ આવી ને મેં તેને સઘળી હકીકત કહી દીધી.

"તું ગભરા ના. કંઇ થવાનું નથી. હું તારી ઇચ્છા પુર્ણ કરીશ." તે બોલી. બીજે દિને તેણે મને બે પડીકી આપી અને તેમાંની એક રાતે પાણી સાથે પી જવાનું કહયું. એ દિને એ ગઇ ત્યારથીજ મારૂં મ્હો ઉતરી ગયું. મારા મનની સ્થીતી અસહ્ય થઇ

પડી–હું મારા ભોળા, સ્નેહાળ, વિશ્વાસુ પતિને ઠગી રહી હતી. મારા મગજના એક પાગલ ધખારા માટે હુ પાપ કરવા તૈયાર થઇ હતી.

એ આવ્યા. એમણે મને વ્હાલભરી ચુમીઓથી વધાવી લીધી, પોતાના સંસારની રાણીની ઉપમા આપી. પણ મુંઇ હુ અભાગણી! મારા મન પર પાપી વિચારોએ ગલબો કર્યો હતો. આજે એ પ્રીયતમને છેતરવા માટે મારે ખોટા ચાળા કરવા પડયા. એમનું બીછાનું તૈયાર કરી મે આરામ ચેર પર પડી પુસ્તક વાંચવાનો ઢોંગ કર્યો. એ સુઇ ગયા અને હું એકદમ મારા ઓરડામાં ગઇ. કબાટમાંથી મીસ લીલીયને આપેલી પડીકી કાઢતાં મારા હાથ ધુજ્યા.

"મુર્ખી! શા માટે સંસારની સત્યાનાશી વાળે છે?" આવો ગેબી અવાજ જાણે મને સંભળાયો હોયની એવો ભાસ થયો. મારા હાથ અટકી ગયા. આખું શરીર ધુજી ગયું. પણ નહિ. હું દિવાની બની ગઇ હતી. પ્યાલામાં પેલી પડીકી મેં નાખી અને એ દવાવાળુ પાણી હું પી ગઇ. થયું! મારા સત્યાનાશનું બી વવાઇ ગયું!

પરોઢીયું થતાં દવાની અસર થઇ. મને ચક્કર આવવા લાગ્યાં. માથું ભારી ભારી થઇ ગયું. આંખે અંધારાં આવ્યાં અને પેટમાં ભયંકર ચુક આવવા લાગી. મેં તીક્ષ્ણ ચીસ પાડી. એ ચીસ પડતાંજ મારા પતિ જાગી ગયા અને મારી સારવારમાં પડયા. મારા દુઃખનો—મારી વેદનાનો પાર નહોતો. આવું કાતીલ દુઃખ મેં કદી સહન કર્યું નહોતુ.

"ઓ વ્હાલા! હું મરી જઇશ." હું આટલાજ શબ્દો મહા મહેનતે બોલી અને ચીસેચીસ પાડવા લાગી.

"નહિ, નહિ, વ્હાલી! હું તને મરવા દઇશ નહિ." કહી મારા પતિએ તરતજ નોકરને મોકલી ડૉકટર તથા નર્સને બોલાવી મગાવ્યાં. ડૉકટરે મારી તપાસ કરી ને મ્હોં કરમાવ્યું. નર્સ મારા પતિની મીત્ર હતી. તેણે સગી બ્હેન પેઠે પ્રેમાળપણે મારા ઉપચાર કરવા માંડયા. ડૉકટરે દવા મોકલી. એ ડોઝ પીતાં મને કંઇક આરામ થયો. સાંજે ગર્ભસ્રાવ (abortion) થયો અને મારી વેદના ઓછી થઈ.

બીજે દીવસે નર્સ આવી ત્યારે મારા પતિએ તેને પુછયું. "મનુ બ્હેન! આમ કેમ થયું હશે?"

"ઘણાં કારણો છે! અચાનક પડી જવાથી, કંઇ નીરાશાજનક ખબર મળવાથી કે ઉશ્કેરાટભર્યા વિચારો કરવાથી પણ આવું થાય છે." તે ભલી નર્સ મીઠાશથી બોલી. મને જરા ધીરજ આવી. મારૂં પાપ પ્રગટ થયું ન્હોતું.

"તું ગભરાતી ના હં મીઠી!—" મારા પતિએ મને કહ્યું: "મુંબઇના હવા પાણી તને ઠીક નથી પડતાં બીજી વખતે હું તને ગામડાનાં શાંત વાતાવરણમાં લઇ જઇશ."

ધીમે ધીમે હું સાજી થઇ. મારી નબળાઇ ઓછી થવા લાગી. મારા પતિને કંઇ પણ શક ગયો ન્હોતો. તે મને હમેશના કરતાં વધુ ચાહતા થયા હતા. મીસ લીલીઅન હવે આવતી ન્હોતી કેમકે મારે

હવે વધુ અંગ્રેજી ભણવું ન્હોતું, પણ તેણે આપેલી બીજી પડીકી હજી મારા કબાટમાંજ હતી.

હવે હું અગાઉના જેવી હસમુખી, રમત્યાળ અને મસ્તીખોર રહી ન્હોતી. મારા પતિની હાજરીમાં જાણે હું ચોર યા ખુની હોઉની તેમ મારૂં મ્હોં કુદરતી રીતેજ ઉતરી જતું. એ મને રાજી રાખવાને આકાશ પાતાળ એક કરી નાખતા પણ મારા અંતરનો ડંખ મને કોરી ખાતો હતો.

ઓ મારા બ્હેન ! ખ્યાલ કર કે મારી દશા આ સમયે કેવી થઇ હશે. હું મારા પ્રિયતમના પ્રેમનું પાત્ર હતી, એના જીગરનો આરામ હતી, એના વિશ્વાસનું સ્થાન હતી. એ મારા પરથી જીવન આવારી નાખતા હતા અને છતાં—મુઇ હું અભાગણી—હું એમને છેતરી રહી હતી.

છ મહિના બીજા વહી ગયા અને મારા શરીરમાં પહેલાનાજ જેવોજ ચમત્કાર થયા. ફરીથી મારૂં મગજ ઘુમી ગયું. શું મારા નસિબે એ પીડા લખાયલીજ છે ? મારે સુવાવડમાં મરીજ જવું પડશે ? મારે મારી માતાની પેઠે અનેક બચ્ચાંઓની ફોજની સરદારી કરવીજ પડશે મારા પતિ એ બીના જાણી રાજી રાજી થઇ ગયા. મેં મ્હો મલકાવી તેમના આનંદને વધારી મેલ્યો. પણ એજ દિવસથી મારા મનમાં પાછું ભયંકર યુધ્ધ શરૂ થઇ ગયું હતું.

મને ચોથો મહિનો થયો અને એ મને તીથલ લઇ ગયા. તીથલની સુંદર હવા, રમણિય નદિ કિનારો. આસપાસ લીલીછંમ

લીલોતરી અને એક સુંદર નાના બગીચાની વચ્ચે અમારો બંગલો! કેવું રમણિય સ્થાન હતું એ? અહિં કવિની કવિતા ખીલતી—ચિત્રકારોની પીંછીને અહિં નવું જીવન મળતું; પણ એકલી મારેજ માટે અહિં મઝા ન્હોતી. મારા પતિએ એમની પ્રિય સહી મનુબ્હેનને પણ મારી સંભાળ લેવા બોલાવી હતી. મનુ બ્હેનનો સ્નેહાળ મળતાવડો સ્વભાવ મને બહુ ગમી ગયો. મારી આસપાસ પ્રેમ અને શાંતિનું વાતાવરણ જામી રહ્યું. પણ મારા અંતરમાં ભયંકર અશાંતી હતી.

રાત્રીનો સમય હતો. મારા પતિ દીલરૂબા બજાવતા હતા અને મનુ બ્હેન ગાઇ રહ્યાં હતાં.

મારા પતિને રાષ્ટ્રીય ભાવનાના ગીતો બહુ પ્રિય હતાં. મનુ બહેન તે જાણતાં હોવાથી તેમણે ગુજરાતના લાડકા કવિ ખબરદારના થોડાંક સુંદર કાવ્યો પોતાના મધુર સ્વરે લલકાર્યાં, અને વળી કવિ નાનાલાલનું 'ગુજરાત' નામનું સુપ્રસિદ્ધ રાષ્ટ્રીય ગીત ગાયું."

"બ્હેન, કવિ નાનાલાલના એ કાવ્યની પ્રશંસા થતી. મેં બહુ સાંભળી છે. માયા અત્રે વચ્ચે બોલી ઉઠી, "મેં એ કાવ્ય વાંચ્યું કે સાંભળ્યું નથી. તમને તે મોઢે છે?"

"હા"

"તમે કૃપા કરી તે મને ગાઇ સંભળાવશો. તમારી વાત સાંભળીને મને તો કંપારી છુટે છે. તમારૂં હ્રદય ઇશ્વરે શું પત્થરનું

બનાવ્યું છે કે તમે તમારાંજ આશકના ખુની થઈ ગયાં. ઓ પ્રભુ ! તમારી છાતી એ મહા પાપ કરતાં કેમ બેસી ન ગઇ ? તમારા હાથોજ લકવાથી અકડી કેમ ન ગયા ?”

“ માયા બહેન, હવે એ જવા દ્યો. બાહુરી મન મગજની સ્થિતિ તે વેળા શું અને કેવી હતી તે તમે ક્યાંથીજ સમજી શકો ! તે માટે આજે તો હું અનહદ પસતાઉં છું ને ઇશ્વર પાસ બંને કરો જોડી સાચા હૃદયની યાચું છું કે તે એવી દુષ્ટ બુદ્ધિ કોઇપણ મહીલાને નજ સુઝાડે. હવે સાંભળો. તમે કહો છો તે ગુજરાતના એ કવિ રત્નનું અણમોલું સંગીત.

ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશ;

કૃષ્ણ ચંન્દ્રની કૌમુદી ઉજળી,

કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો !

આર્યનું સાગરતીથ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;

સીતાના સાનારા મહારાજ,
પાથના સારથીનાં જ્યહાં રાજ્ય.

ગ્રીસ રોમથી ય જુનાં,
કુરુપાંડવથી યે પ્રાચીન.

સોમનાથ, ગિરિનગર, દ્વારિકા:
યુગયુગ ધ્યાનવિલીન

ઉભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો!

સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;

કોમળી કવિતા સમ સુરસાળ,
સિન્ધુ જ્યહાં દે મોતીના થાળ;

જગજુનાં નિજ ગીત ગર્જંતો
ફરતો સાગર આજ;

કેસર ઉછળી ઘુઘવે ગરવો
વનમાં જ્યહાં વનરાજ.

ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્તમહન્ત ધન્ય હો!

પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણુ ભરી વ્હેલી તેમ નિકાસ,
મોહી આંગણુ ઉતર્યો જ યૂરોપ,
વીણ્યા વાડીના ફુલસેપા;
પોણી ન વીણુશે પુણ્યપાંગરી
અમ રસભુમિની છાપ;
જગમોહન મુંબઇ નગરી જુવો !
શું પાથર્યો કિનખાબ:
નિત્ય નવફુલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યે લક્ષ્મીનાં ધામ. ધન્ય હો !
ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે અ.ચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આખે સૌ નિજ અલબેલ
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાગ્યુક્તનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ ?

આર્યસુન્દરી! નથી અવનીમાં
તુજ રૂપગુણુની જોડ:

ભાલ કુંકુમ, કર કંકણુસાર,
કન્થનાં સજ્યાં તેજશણુગાર. ધન્ય હો!
ખેતરો ન્હાનાં, ન્હાનીશી પોળ,
નાતજાતે ન્હાનડિયા ઘોળ,

ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ,
વૃદ્ધ ચાણુાક્યે વર્ણ્યો પૂર્વે
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,
એ પુરાતનના પડછાયા
આ અમ જીવનજન્ત્ર,

એક ફુલવેલે ફુલતાં ફુલ,
અમારાં એક સુગન્ધ અમૂલ. ધન્ય હો!

દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;

ધર્મવીર પારસીનો સત્કાર
જગતૃઇતિહાસે અનુપ ઉદ્ધાર;

ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર,
હિન્દુ મુસલમિન પારસીઓને
અહિયાં તીરથદ્વાર;
પ્રભુ છે એક, ભૂમિ છે એક,-
પિતા છે એક, માતા એક,-
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો !

નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી ય પળાય,
એક ઇડરખ વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સુરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવ;
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો !

સૂરતના રસિક રંગીલા રાજ,
બુધ્ધિધનભર્યો શ્રીનગર સમાજ;

શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન,

ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,

તીરતીર જઇ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ:

મહાસાગરના પૃથ્વિવિશાળ,
સરોવર કીધાં ગુર્જરી બાળે. ધન્ય હો!

વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ!

સજાવ્યાં જૈને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;

ભારતીએ કંઇ ફુલફુવારો
અંજલિમાં શું લીધ!

દિશાદિશમાં પુષ્પધાર ઉડાવી

દિલનાં પરિમળ દીધ!

હિન્દમાતાની લાડિલી બાળ!

ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ! ધન્ય હો!

"કેમ, માયા બહેન, પસંદ પડયું?" ગાઇ રહયા પછી તે દાશીએ પુછયું. માયા તો તે સુંદર કવેતના તાનમાં એટલી તો તલ્લીન થઇ ગઇ હતી કે તે પુરૂં થઇ ગયું હતું એનું ભાન બી તેને ન હતું.

"બહેન, આવું સુંદર કાવ્ય મેં મારી જીદગીભરમાં આજેજ સમજ્યું. કવિની ગગનગામી કલીના આટલી વીશાળ અને મોહક હોય છે એ અનુભવ મને આજે નવોજ થાય છે."

"તો સમજો, આ બીજું ગીત. તે તો એ કરતાંએ વધી જાય એમ છે. તેની ભાવના, તેની કલીના અને તેની કાવ્ય કળા તો અતી શ્રેષ્ટ અને અલૌકીક છે. ગુજરાતના રાષ્ટ્રીય કવિરત્ન ખબરદારની એ અનમોલી પ્રસાદી છે."

એટલું કહી તે દાશીએ પોતાના મધુર કંઠે નીચલું કાવ્ય છોડયું.

જય જય મારા ગુર્જર વીરો!

આવો રંક, ફકીર, અમીરો! આજે દીવસ ઉગ્યો રળિયાત;
ઘોઘ પ્રટાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત;

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

આજે ભેશો શું તમ સાથે !

શૌર્ય વસે હૃદયે કે બાથે ?—તે જ છતાં બુઠ્ઠી તરવાર !
ફેંકી ધો સહુ બુઠ્ઠાં શસ્ત્રો સજ્જે હૃદયનાં નવ હથિયાર !

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

હોય વિલંબ હવે શો હાલો !

ધપતા ધપતા આગળ ચાલોઃ અગ્ર રહી ઘુમવું છે આજ;
ખજ્ઞ રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ !

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવા પ્રભુ ભંગ;
નથી વિજયના રંગ રૂધિરમાં જ્યાં જન રક્ત ભરે ઉરમંગ;

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

પ્રેમ વસ ત્યાં દ્વેષ રહે ક્યાં ?

આકાશે અંધાર વહે ક્યાં, જ્યાં દિનકરનો થાય પ્રકાશ ?
જ્ઞાનદીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ;

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

મરદાની મુજ ગુર્જર વીરા !

કાર્ય ધુરંધર, શુર અધીરા ! મુખ યૌવનનો ગર્વ પ્રતાપ,
અંગ રૂધિર ઉછળે નભ અડતાં; ભરો હરોંત હર્ષ અમાપ !

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

ભૂત બધું પાછળ છે મૂકયું—

આજ ઉરે નવજીવન ફુકયું, દુનીયા બધે નવી દેખાય!
નવ આશે નવ હાસ્યે ધસવા આજે પાદ અધીરા થાય;

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

મુખી પઠયા કે હઠયા પછાડી?

ધસો ધજા લ્યો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધુનભેર;
ધર્મભાર શુરાજ વહે એ એક પડે ત્યાં ઉઠે તેર!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

કોણ વિકટ પથ કહી ડરાવે?

પર્વત પરથી કુદી હાવે સાગરને બાંધીશું બાથ!
જંગલ તોડી મંગલ કરશુ. બતાવશું બળવંતા હાથ!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

આપણ ગુણગરવા ગુજરાતી!

કૃષ્ણધરા અદ્દભુત મદમાતી, ભારતયુધ્ધ જિતે ભડવીર;
સાહસ. શૌર્ય, અડગ શ્રમથી જે થળથળમાં ગાજે રણધીર:

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

આવો નવરસના રઢિઆળા!

ગિરિગવ્હરમાં ભરી ઉછાળા કેસરિયાં શું રમતાં બાળ!
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

તીર્થે તીર્થે શુચિના સ્થાપીઃ

ગરવી સાભ્રમતી ને તાપી, ભરે નર્મદા નવનવ નુર;
ગુણી ગોમતી. સરસ્વતી ને દમણગંગાનું જળ શુર!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

છે અદ્ભુતતાં એ કંઈ જૂદી!

પશ્ચિમ સાગરનાં જળ કુદી ઉછળી ગગન કસે નિજ જોમ;
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઉભી ઝીલે પડતું વ્યોમ!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

જેવાં ઓ ગુર્જર સંતાનો!

હિંદુ, પારસી, મુસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ!
ભુજશું ભુજ ભીડીને આવો એકજ પ્રેમતણી છો વેલ!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

અહો અડગ બાંધવ ટેકીલા!

દ્વેષ વિષે બનવું નવ વ્હીલા, દ્વેષ કદી નવ આપે જીત;
અંતરરિપુનો કરો પરાજ્ય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

દ્વેષે શું રહેશો અથડાયા?

હજાર વર્ષતણી જડમાયા પડી હૃદયમાં છે પથરાઇ,
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર વધે ધુંધવાઈ:

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

લોચનના પડદા દ્યો ખોલી!

ભૂત બધાં ખાતાં ઉર ફોલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે ઓ ગુર્જર વીરા! થવું આપણે છે સ્વાધીન!

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

રહેવું શુધ્ધ વચન મન કર્મે:

સાર એજ દીઠો સહુ ધર્મે, તો કયમ થઇએ પતિત નિદાન?
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ: ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.

ઓ ગુજરાત! ઓ ગુજરાત!

એવા શુધ્ધ બનીને આવો !

પછી અડગ તમ પગ ઉઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જય કુંકુમનાં પડશે પગલાં ડગશે ડગશે ડગશે ઢોરેઢોરઃ

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

ઓ આ થાય બધે અજવાળાં ?

ઉઘડયાં પુણ્ય પ્રભાત રસાળાં ? ઉઘડયાં ભાગ્ય ભલેરાં દેશ !
રણશિંગા ફુંકાય ફરી આઃ કર્મ વીર ! હડશો નવ લેશ ?

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

સ્વપ્ન ફળે જુગજુના સાચેઃ

દેવ ફિરસ્તા ઉતરી રાચે, પયગંબર ને પીર અનેક;
સગાઇ સ્વર્ગ તણી ભુલેલી દ્રઢ બંધાશે ફરી વિશેક !

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

કુંકુંમ થાળ અનેરી લાવો ?

પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભગીનીઓ સર્વ !
પડખે આમ ઉભીને રાખો ગરવી ગુજરાતણનો ગર્વ ?

ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

## શયતાનનું ચક્કર.



જગતે માયાને ચુમી લીધી.

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ બજારગેટ, કોટ, મુંબઈ.

જય જય મારા ગુર્જર વીરા?

આજ અધીરા ફરના ચીરા જીવનને જાણે નહિ જોખ;
મરવું તો શુરાને ગરવું, કાયર ખોળે ગરના ગોખ,

એ ગુજરાત! એ ગુજરાત!

શ્વેત ધજા ભારતમાં રોપો!

થાશે પુષ્પ વરસતી તોપો; શસ્ત્રો સહુ શ્રૃણગાર સ્વરૂપ;
જગબંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થાશે નવીન અનુપ!

એ ગુજરાત! એ ગુજરાત!

ધન્ય ધન્ય મોહનની લીલા!

પુણ્યભર્યા પ્રભુપાદ રસીલા ઘર ઘર ભરે નવીન પ્રભાત!
સત્વર વીરા પડો મોખરે ગજવો જયજય ભારતમાત!

એ ગુજરાત! એ ગુજરાત!

"હવે સાંભળો મારી અધુરી રહેલી કર્મ કથા આગળ. એ ગીત પછી મનું બહેને બીજું લલકાર્યું.

દૂર—દૂર—દૂર જાય

જીવન જ્યોત ઝાંખી થાય

આત્મનો પ્રકાશ આજ

દૂર—દૂર—દૂર—જાય!—

મનુ બ્હેનનો મધુર સ્વર ગુંજી રહયો ને આ વેળા મારા પાપી હૃદયનો ડંખ તાજો થયો. મારા આત્માનો પ્રકાશ કયારનો ઝાંખો થઇ ગયો હતો. મારૂં હૃદય એક ઝેરી વિચારથી બુઠ્ઠું થઈ ગયું હતું. માતૃપદનો ખ્યાલ આવતાંજ મને કમકમા આવતાં હતાં. ઓહ! હું ચંડાળણી!

તે રાતે મુંબઇથી જે પડીકા હું છુપાવીને લાવી હતી તે મેં મ્હોમાં પધરાવી દીધી. સ્હવાર પડતાંજ પ્રથમ ગર્ભપાત જેવી વેદના મને થવા લાગી. હું ચીસેચીસ પાડવા લાગી. મારા પતિ સ્હવારના પહોરમાં ફરવા ગયા હતા. મનુ બ્હેન મારી ચીસ સાંભળી દોડી આવી. તેણે મારૂં શરીર તપાસ્યું અને ગંભીર નેત્રે મારી સામે જોઈ રહી."

"ઓ મનુ બ્હેન! તમને પગે લાગું. એમને કંઇ ન કહેતાં."

"શું ન કહું? આ કુદરતી ગર્ભપાત નથી!" મનુના સ્વરમાં સખ્તાઇ આવી.

"ઓહ! હું પગે લાગું. મેં દવા ખાધી છે. મને બીક પેસી ગઇ હતી. માફ કરો. એમને ના કહેતાં—"

"મુર્ખી!—" કહી સ્નેહાળ મનુ બ્હેને મને દવા પાઇ. મારા પતિ આવી પહોંચ્યાં. સ્થિતિ જોતાંજ તેમનું મ્હોં ઉતરી ગયું. તેમની આશાનો મીનારો તુટી પડયો.

બે ચાર દિવસ પછી મારી તબીયતમાં જરા સુધારો થયો. પણ એ ચાર દિવસોમાં એ મારા બીછાના પાસે એકજ વાર આવ્યા હતા.

મનુ બ્હેને એમને મારા પાપની વાત કહી દીધી. એમણે દુ:ખી સ્વરે મને કહ્યું: "ખુની! તારું કાળું મ્હોં મારે નથી જોવું."

ઓ પ્રભુ! મારું શું થશે? એમનો ધીક્કાર દુર કરવા માટે હું શું કરૂં? મારી જીવન નૌકાના સુકાનીને હું કેમ સાચવું?

સાતમે દિવસે સ્હવારે હું ઉઠી ત્યારે મારી જીંદગી પર હંમેશને માટે અંધારો પરદો પડયો. મનુ બ્હેને ધ્રુજતા હાથે મને એક ચીઠ્ઠી આપી. તેમાં મારા પતિએ ધિક્કારથી બેજ લીટી લખી હતી.

"મારા બાળકોની ખુની! હું તારો ત્યાગ કરૂં છું. આ બંગલામાં તારી જીંદગી ગાળવાની જોગવાઇ કરૂં છું."

એ ગયા—હંમેશને માટે મને તજી ગયા. પછીથી હું પણ ત્યાં ન રહી. તેમની જોગવાઇ ઉપર જીવવા મને ન ગમ્યુ. મેં તેમનું ઘર તજી દીધું, અને આ પાપી અવનિ ઉપર નોકરીને માટે રખડતી થઇ.

એ વાતને આજે પાંચ વર્ષ થઇ ગયાં. મારી જીંદગી અંધારામાં મળી ગઇ અને હવે એ જીવનમાં પ્રકાશનું એક પણ કિરણ મને જણાતું નથી. મારી ભયંકર ભુલનું પ્રાયશ્ચિત ક્યારે—ઓ—ક્યારે પુરૂં થશે?" અને તે બાપડી એટલું બોલતાં રોઇ પડી. માયાએ તેણીને જેમતેમ શાંત કરી.



# પ્રકરણ ૩૦ મું.

## ભેદ ફુટયો

મી૦ પટેલ વકીલની ભેદી વાત સાંભળતાંજ જગનકુમારને કંઇનું કંઇ થઇ ગયું. એ ભેદી એકરાર સાંભળતાં તેની આખી મનોદશાજ પલટાઇ ગઇ. મી૦ પટેલના એકરાર પરથી તેને લાગ્યું કે તે કોઈ ફાંસીએ ગયલા બદમાસનો દીકરો નથી પણ કોઇ અમીરનો તજી દીધેલો બેટો છે. તેની માએ સમાજના નીયમનો ભગ કરવાથી તેના મા બાપને તેને તજી દેવાની ફરજ પડી હતી અને તેથી તેને પારકા માણસોને ત્યાં બચપણ ગાળવું પડયું હતું અને આખરે અનાથાશ્રમમાં મોટા થવું પડયું હતું એ બીનાથી તેને દુઃખ થયું. તેને પ્રેમની કેદમાં ફસાવનાર તેના અમીર બાપ પર ઘણોજ ગુસ્સો ચઢયો અને ગમે તેમ કરી એ અમીરનો પતો મેળવવાની વકીલ મી૦ પટેલને આજ્ઞા કરી તે પરેલપરના પોતાના મકાનમાં ગયો કે જ્યાં માયા તેની સાથે રહેતી હતી.

તે જ્યારે પરેલ ગયો ત્યારે તેનો વકાયલા વાઘ જેવો ચેહરો જોઇને માયા ડરી ગઇ. તે જગતને ખરા જીગરથી ચાહતી હતી. જગતે તેને ભયંકર આફતથી વારવાર બચાવી હતી અને તેથી માયા આ શુરવીર યુવાનપર સાચા દીલથી આશક પડી હતી. જગત પણ માયાને ચાહતો હતો. તેના પત્થર જેવા દીલને માયાએ કોમળ બના-

બ્યું હતું. તે જ્યારે માયા પાસે જતો ત્યારે પોતાની સઘળી ચીંતાઓ ભુલી જતો. તે ગમે તેટલો ગુસ્સે થયો હોય પણ માયાનું મનોહર સ્મીત જોતાંજ તેનો ક્રોધ ઉડી જતો અને ક્રોધની જગ્યા શાંત હાસ્ય લેતું. પણ આજની સ્થીતી જુદીજ હતી.

મી૦ પટેલે જગત સામે એક ભેદી બોંબ ફેંકયો હતો.

"હું જગતકુમાર–સેતાને શાર્ગીર્દનો સરદાર એક અમીરનો પુત્ર ! આજસુધી હુ મને એક ખુનીનો દીકરો ધારતો હતો. હું આજે આખી મુંબઇને ધ્રુજાવી રહયો છું. પોલીસનો મને ડર નથી. ભલભલા શ્રીમંતો ને સરદારો મારી મીત્રતામાં માન સમજે છે, અમીર સલામતખાં મારાપર અજબ મહોબત રાખી મારા માગમાં નડતા બદમાસોને અફઘાન સરહદપર ધકેલી દે છે—પણ એ બધું હું જગતકુમાર ખુનીનો દીકરો કરી રહયો હતો. હું મારા બાપનું નામ કોઇને કહેવાની હીંમત કરી શકતો નહી. મારી પાસે અઢળક લક્ષ્મી છે. હજારો માણસો પર મારી સત્તા છે. પુર દમામથી હું જીંદગી ગાળું છું, માયા જેવી બેનમુન પરી મારી માશુક છે—મને શાની કમી હતી ? એક મા બાપની !—અને આજે—આજે એ દળીદ્ર વકીલે મને જે વાત કરી તે જોતા મારો આત્મા બેચેન થઇ ગયો છે. મને લાગે છે કે એણે જે ભયંકર એકરાર કર્યો તેમાં મારા જન્મનીજ ભેદી વાત છુપાયલી છે. મનેજ મારી માએ ગેરકાયદાસર મહોબતને પરીણામે તજી દીધેલો હોવો જોઇએ...જ્યા સુધી મારા ખરા બાપનો–એ ભેદી અમીરનો પત્તો મળશે નહીં ત્યાં સુધી હું જંપવાનો નથી—" આવા વીચા-

રોથી મગજ તપાવતો તે દીવાનખાનામાં દાખલ થયો. માયા તેનો ભુતે ભખી ખાધો હોય એવો ચેહેરો જોઈ ડરી ગઇ અને તેને આરામ આપવાને તૈયાર થઇ ગઇ.

"આજે શું થયું છે, વ્હાલા ?"

"માયા !, વ્હાલી ?—" જરાક કોમળ થઇ જગત માયાના વાળની લટ સાથે રમત કરતો શોકજનક સ્વરે બોલ્યો. "આજે મને એક એવી ભયંકર ખબર મળી છે કે જે સાંભળી ત્યારથી હું પાગલ થઇ ગયો છું."

"કંઇ આફત તો નથીને, વ્હાલા ?" માયાના સ્વરમાં ચીંતાની છાંટ આવી.

"નહીં. આફતો હજાર આવે તેને પુગી વળ્યાની મારામાં તાકાત છે. મારી આખી જીંદગીમાં મેં ભયંકર સંગ્રામજ ચાલુ રાખ્યો છે પણ આજે મેં સાંભળેલી વાત મારા અંતઃકરણના પરદા ચીરી નાખનારી છે. મને આજે એવી ભયંકર ખબર મળી છે માયા ! કે હું મારા માબાપનો પુત્ર નથી પણ કોઇ વ્યભીચારી અમીરનું બેગુન્યાદ ફરજંદ છું. ઓહ ! હું ખુની મવાલીનો પુત્ર હતો એ બીનાથી મને દુઃખ થતું પણ શરમ ઉપજતી ન્હોતી. હવે મને મારી જીંદગી પર શરમ આવે છે અને તે સાથેજ મારા સાચાં માબાપને જોવાની અસાધારણ ઉત્કંઠા મારા દીલમાં પેદા થઇ છે—"

"આમ અશાંત થવાથી કંઇ વળવાનું છે ? તમે તપાસ કરશો તો જરૂર તમારા માંબાપનો પત્તો લાગશે, પણ વ્હાલા !" માયા અચકી.

" શું છે માડી ?"

" એક વાત કહું !"

" એક શા માટે ? સો કહી નાખને ! તારી વાતો સાંભળતાં હું કદી ધરાતો નથી."

" વ્હાલા ! તમે તમારા પીતાજીને શોધી કાઢી તેમના પર વેર તો નહીં લોને ?" માયાના અવાજમાં દર્દ ભરી વીનંતી હતી. જગત તેને એક પળ સ્નેહભરી નજરે જોઇ રહયો અને તેને સહેજ નીકટ ખેંચી બોલ્યો.

" માયા ! મારી માડી માયા ! તુ જ્યારથી મને મળી છે ત્યારથી મારૂં જીવનજ બદલાઇ ગયું છે. મી૦ પટેલનો ભયંકર એકરાર સાંભળ્યા પછી હું મારા માબાપપર વેર લેવા તૈયાર થયો નથી પણ તેમની હુંફાળી છાંયામાં જવાને હું આતુર થઇ ગયો છું. મેં સર્વ આનંદોનો લ્હાવો ચાખ્યો છે પણ સાચા માબાપના પ્યારની લહજ્જત મેં ચાખી નથી. મારા પાલક માતપીતાએ મને ઘણા લાડ લડાવ્યા હતા પણ તેઓ ગરીબ હતા. હવે હું મારા અમીર બાપના લાડ આ ઉમ્મરે ભોગવવા માગું છું."

" તે માટે ધીમે ધીમે તપાસ કરજો. હવે પેલા મહમ્મદનું નામ ન દેશો હો !"

" કેમ ? એ તો મારી સાથે ભયંકર દગો કરી ગયો ?"

"જેના પાપ તે ભોગવશે. હવે તમારૂં મંડળ પણ તમે વીખેરી નાખો, વ્હાલા! આપણે બે એકમેકની ગોદમાં નીરંતર સ્વર્ગીય સુખમાં રહીએ. એ આનંદ આગળ તમારા મંડળની સરદારીની શી કીમ્મત છે?" માયા જગતના ઘડીઆળના છેડા સાથે રમત કરતી બોલી. તેની આંખોમાં ઉન્મત પ્રેમની ખુમારી હતી.

જગતને તરતજ સુખી ગ્રહસ્થાશ્રમનો ખ્યાલ આવ્યો. માયાને પરણી જગતમાં આબરૂદાર ગ્રહસ્થ તરીકે જીવન ગાળવાની તેને લાલસા થઇ. તેણે તેજ રાત્રે શયતાને સાગીર્દ વીખેરી નાખવાનું માયાને વચન આપ્યું અને રાત્રે દશ વાગે જમીને તે બહાર નીકળ્યો.

મોટરમાં બેસી તે પુનઃ પેલા ભેદી બંગલામાં ગયો કે જ્યાં મવાલી ભીમભાઇને તે લઇ ગયો હતો. તેની મોટર ત્યાં જતાંજ તેને માનથી અમીર પાસે લઇ જવામાં આવ્યો. અમીર સલબાતખાં રાતના સાડા અગીઆર વાગવા છતાં કંઇક બેચેનીથી દીવાનખાનામાં આંટા મારી રહ્યા હતા.

"અમીર સાહેબ!" જગત કુરનીશ બજાવી બોલ્યો.

"ઓ જગત! તું આવ્યો?" સલાબતખાં આ શબ્દો એવા પ્યારથી બોલ્યો કે જગત જરા અજબ થયો. અમીરે તેની સાથે સેક-હેંડ કરી તેને એક સોફાપર પોતાની પાસે બેસાડ્યો.

"અમીર સાહેબ! હું આજે મારો ધંધો બંધ કરૂં છું. આજ સુધી તમે મને જે મદદ કરી છે તે માટે હું તમારો આભાર માનવા આવ્યો છું." જગતે ખુલાસો કર્યો.

"કેમ ? અચાનક આવો ઠરાવ કરવાનું કંઈ કારણ ? હજુ અફ્ઘાન લડાઇ પુરી થઇ નથી અને અમને સેપાહીની જરૂર છે." અમીર ગંભીર સ્વરે બોલ્યો.

"હા. પણ હવે હું સંસારી થયો છું અને મારી પત્નીને હું મહાર રહું તે ગમતું નથી."

"તું પરણ્યો ?"

"જી, હા."

અમીરની આંખમાં અજબ જયોતી ઝળકી રહી.

"સુખી રહે દીકરા!—" તેનાથી બોલાઇ ગયું. બીજીજ પળે તેણે જીભ કરડી પણ જગત સામે એક ભયંકર ભેદ ખુલી ગયો.

"અમીર સાહેબ!—" તે ગંભીર અવાજે અમીર તરફ સ્થીર નજર કરી બોલ્યો. "હું બધું જાણું છું."

પાંચ મીનીટ સુધી બંને એક બીજા સામે જોઇ રહયા. અંતે પોતાનું દીલ કાબુમાં રાખી શકયો નહીં. તે એક જૈફ પીતાની લાગણીથી જગતને ગળે લગાડયો અને તેની આંખમાંથી સ્નેહનાં આંસુ સરી પડયાં.

"હા, જગત! તું મારો દીકરો છે. તારી મા મરણ પામી—"

"અફસોસ!"

"પણ તને એ વાતની શી રીતે ખબર પડી ?"

" જે શખ્સને તમે મને બાલ્યાવસ્થામાં સોંપી દીધો હતો તેણે મારી સમક્ષ એક ભયંકર એકરાર કર્યો—"

" એ શખ્સ કોણ ?"

" મી॰ પટેલ નામનો એક વકીલ."

" હા. એજ શખ્સ કને ઇસ્માઇલ મને લઇ ગયો હતો. ત્યારે તુ બધું જાણે છે ?"

" નહીં મારી મા કોણ હતી ?"

" અમીર હયાતખાનની મોહોરદાર ! અમીર જ્યારે સરહદપર લડાઇમાં ગયા ત્યારે તારી માદર મેહેરબાનુંની મહોબતે મને આકર્ષ્યો હતો અને અમારી મહોબતને પરીણામે અલ્લાએ તારા જેવા બહાદુર બેટાની અમને નવાજેશ કરી હતી. દીકરા, દુનીયાના ડરથી મેં તને તજી દીધો હતો પણ તારી યાદ હું કદી ભુલી શક્યો નથી. મેં તારાપર બારીક નજર રાખી હતી. ઇસ્માઇલે તારા મરણની મને ખોટી ખબર આપી હતી. પણ મારી નજર તારાપરજ હતી. તે બદમાસોનું મંડળ કાઢયું તેની મને ખબર મળતાં મે તને તે દીને અજબ બહાને મળવા બોલાવ્યો અને લડાઇ માટે સેપાહોની ભરતી કરવાનું કામ તને સોંપી તને નજરે જોવાની વ્યવસ્થા કરી. તારી માતાને મરણ પામ્યાને આજે પાંચ વરસ થયાં."

" હવે ?"

"હવે મને કોઇની દરકાર નથી. હું તને ને તારી ઓરતને મારી નજર આગળ રાખવાને આતુર છું."

પ્રિય વાંચનાર, જગતે તેજ રાત્રે શયતાને શાર્ગીદની મંડળી બરખાસ્ત કરી. તે મહમ્મદ હુસેન, મ્હાલી ડોશી ને બીજા સઘળા મીત્રો ને ભુલી ગયો. તેણે માયા સાથે મુસ્લીમ ધર્મ પ્રમાણે નીકાહ કર્યા અને હવે તે પોતાના અમીર બાપની શીતળ છાયા નીચે આ દુનીયામાં જન્નતનું સુખ ભોગવે છે. સલામ!



| | |
|---|---|
| ચંદ્રકળા અથવા બહુરૂપીઓનું બજાર ભા. ૧-૨ ... | ૩-૮-૦ |
| ઝેરી જમાનો ભાગ ૧ થી ૫ ... ... | ૧૧-૦-૦ |
| બહાદુર બાળા ભાગ ૧—૨ ... ... | ૩-૦-૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ ... ... | ૩-૦-૦ |
| કાળરાત્રીનું ખૂની ખંજર ભાગ ૧—૨ ... ... | ૬-૦-૦ |
| કુસુમ કાન્ત ભાગ ૧—૨—૩ ... ... | ૯-૧૨-૦ |
| વસંત વિજય ભાગ ૧—૨—૩—૪ ... ... | ૧૨-૪-૦ |
| રત્નગઢની રંભા ... ... ... | ૩-૦-૦ |
| કુમુદ કુમારી ... ... ... | ૩-૦-૦ |
| કૈલાસ કુમારી ભા. ૧ થી ૪ ... ... ... | ૮-૦-૦ |
| વિશ્વ મોહિની ભાગ ૧ થી ૮ ... ... | ૧[illegible]-૦-૦ |
| જુલ્મી જાલિમ ... ... ... | ૩-૦-૦ |
| રણઘેલા રજપુતો ભાગ ૧—૨ ... ... | ૬-૦-૦ |
| મધુ માલતી ભાગ ૧ થી ૪ ... ... ... | ૮-૦-૦ |
| ચુડેલનો ચમત્કાર ... ... ... | ૩-૦-૦ |
| સ્વરાજ્ય પ્રાપ્તિનો મહા મંત્ર ... ... ... | ૨-૮-૦ |
| મૃગલોચની ભા. ૧ થી ૧૦ ... ... ... | ૨૧-૦-૦ |
| લાવણ્યમયી અને પ્રચંડ જ્વાલા મુખી ... ... | ૨-૮-૦ |
| રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર ... ... ... | ૩-૮-૦ |
| મરૂ ભુમીની મોહિની ... ... ... | ૧-૮-૦ |
| મનોહારિણી માયા ... ... ... | ૧-૮-૦ |
| બંસરીબાલા ... ... ... | ૩-૦-૦ |

કમનસીબ કુસુમ ... ... ... ૦—૦—૬

ભુવન મોહિની ... ... ... ૨—૪—૦

કંગાલ કેદી ભાગ ૧—૨ ... ... ... ૫—૮—૦

દગાબાજ દુનીયા ... ... ... ૨—૮—૦

ભાગ્ય દેવીની ભયંકરતા ... ... ... ૧-૧૨-૦

પિચાશચીની કે પ્રેમદા ? ... ... ... ૧-૧૨-૦

સ્વર્ગમાં શયતાન ... ... ... ૧—૮—૦

પેશાવરની પદ્મિની ... ... ... ૧—૮—૦

હાસ્ય તરંગ ... ... ... ૨—૮—૦

વીર અને વીર પુજા ... ... ... ૩—૦—૦

ચાંદાભાઇ ગલ્લા કેસ ... ... ... ૨—૮—૦

મહારાજ લાયબલ કેસ ... ... ... ૨—૮—૦

બેંગી કેસ અથવા વારંટલીલા ... ... ૨—૦—૦

બ્રહ્મદેશની રાણી ... ... ... ૨—૦—૦

ઇંદ્ર કુમાર ... ... ... ૧—૮—૦

વિચીત્ર જગત ભાગ ૧—૨ ... ... ૬—૦—૦

પંજાબ રહસ્ય ... ... ... ૧—૮—૦

પ્રમાદધનની પ્રભુતા ... ... ... ૪—૮—૦

પ્રાણેશ્વરીનું પ્રેમમંદિર ... ... ... ૩—૦—૦

રજપુતોની રંગભૂમી ... ... ... ૩—૦—૦

કત્લેઆમ ... ... ... ૨—૮—૦

ચાણક્યનંદીની ... ... ... ૨—૮—૦

| | |
|---|---|
| અનંગભદ્રા અથવા વલ્લભિપૂરનો વિનાસ ? ... | ૩—૮—૦ |
| બાદશાહ બાબર અથવા નુરે ઇસ્લામ ... ... | ૪—૮—૦ |
| કચ્છનો કાર્તિકેય ... ... ... | ૩—૮—૦ |
| ચક્રવર્તી હમ્મીર ... ... ... | ૩—૮—૦ |
| અનારકલી અથવા અપરાધી અકબર ... ... | ૪—૦—૦ |
| રૈનક મહેલની રાજ ખટપટ ... ... | ૨—૮—૦ |
| બાજીરાવ બલ્લાડ ... ... ... | ૨—૮—૦ |
| પાટણની પ્રભુતા ... ... ... | ૨—૮—૦ |
| વેરની વસુલાત ... ... ... | ૩—૮—૦ |
| ગુજરાતનો નાથ ... ... ... | ૪—૦—૦ |
| પૃથ્વી પતિ વલ્લભ ... ... ... | ૧—૮—૦ |
| પુરંદર પરાજય ... ... ... | ૧—૦—૦ |
| મારી કમલા અને બીજી વાતો ... ... | ૧—૮—૦ |
| મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ... | ૪—૮—૦ |
| હૈદરઅલી અને ટીપુસુલતાન ... ... ... | ૨—૦—૦ |
| શીવાજીનો વાઘ નખ ... ... ... | ૧—૦—૦ |
| હલદી ઘાટનું યુદ્ધ ... ... ... | ૧—૦—૦ |
| શાહજાદો અને ભીખારી ... ... ... | ૧—૮—૦ |
| મીસરની મહારાણી ... ... ... | ૧—૮—૦ |
| પદ્મિની અથવા અભિભૂત ચિતોડ ... ... | ૨—૮—૦ |